# DINARBAS

## A continuation of DR. JOHNSON'S RASELAS

TRANSLATED BY

**RAMANIK A MEHTA**

**Printed and Published**
**by Manilal Itcharam Desai at**
**THE GUJARATI PRINTING PRESS,**
SASSOON BUILDINGS, CIRCLE, FORT,
BOMBAY

**Price 10 Annas.**

# દિનાર્કસ

(રામેલાસની કથાનો ઉત્તરાર્ધ ભાગ)


તરજુમો કરનાર

રમણિક અ. મહેતા



"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેસાઇએ છાપી પ્રગટ કીધુ
સાસુન બિલ્ડિંગ, સર્કલ, કોટ, મુબઈ.

વિ. સં. ૧૯૬૯ ઇ. સ. ૧૯૧૩

કિંમત ૧૦ આના

# નોંધ

ડૉ. સૅમ્યુઅલ જૉન્સનના જીવનચરિતનું અવલોકન કરતાં તેની રાસેલાસની કથાપર ટીકા કરતાં મૅકૉલેએ જણાવ્યું છે કે:–

"પુસ્તકના હક્ક માટે સો પૌંડ તેને આપવામાં આવ્યા હતા, અને હક્ક ખરીદનારને પોતાના સોદા માટે ખુશી થવાનું મોટું કારણ હતું, કારણ કે એ પુસ્તક તે રાસેલાસ નામનું હતું જોકે રાસેલાસનો વિજય મોટો હતો, તોપણ જ્યારે પુસ્તકપ્રસારક મંદિરમાંથી આવેલા નવા પુસ્તકનો વિષય, કર્તાના માનિતા વિષય–મનુષ્ય મનોરથનું મિથ્યાત્વ–સિવાય બીજો કોઈ નથી; આબિસીનિયાના રાજપુત્રની કોઈ પ્રિયતમા નથી અને રાજપુત્રીનો કોઈ પ્રિયકર નથી; અને જ્યાંથી વાતનો પ્રારભ થાય છે ત્યાંજ નાયક અને નાયિકા પુનઃ ગમન કરે છે, એવું મિસ લિડિયા લૅંગ્વીશ (શેરીડનના એક નાટકની નાયિકા) જેવી સ્ત્રીઓને જણાયું હશે ત્યારે તેઓ અત્યંત નિરાશ થઈ હોવી જોઇએ વળી વિષયની ભાષાશૈલી પણ એક વેળાએ અસાતુર ચર્ચાનું સ્થાન થઈ પડી હતી"

આ લઘુ પુસ્તક જેનું નામ દિનાર્બસ છે અને જે રાસેલાસની કથાનો ઉત્તરાર્ધ ભાગ છે તે ડૉ. જૉન્સનનો નથી એમ મૅકૉલે નિશ્ચયપૂર્વક જાણતો હોવો જોઇએ, એમ આ ટીકાપરથી લાગે છે. ૧૭૫૯ ના એપ્રિલમાં રાસેલાસ પ્રસિદ્ધ થયા પછી ૧૭૮૪ માં જૉન્સનનું મૃત્યુ થયું તે અરસામાં આ ગ્રન્થ તેણે લખ્યો એવું પણ જણાયું નથી તેમ ૧૭૯૧ માં બૉઝવેલે 'જૉન્સનનું ચરિત્ર' પ્રકટ કર્યું તેમાં પણ તે વિષે કંઈ જણાવેલુ નથી. આ પુસ્તક જૉન્સનનું જ લખેલું હોત તો બૉઝવેલ જેવો તેનો ભક્ત, પોતાના ગુરુનાં ચરિતમાં તે વિષે કંઈ પણ સૂચન કર્યા વિના રહેત નહિ. વળી ૧૮૨૫ માં 'ઑક્સ્ફર્ડ ગ્રન્થમાળા'ને નામે ડૉ. જૉન્સનના પુસ્તકો નવ ગ્રન્થમાં સત્તાવાર પ્રકટ થયાં છે તેમાં પણ તે સમાવેલું નથી. આ સર્વપરથી આ પુસ્તક ડૉ. જૉન્સનનું લખેલું નથી એનો નિશ્ચય થઈ શકે છે. ત્યારે પ્રશ્ન થશે કે આ ગ્રન્થ કોનો? મૅકૉલેએ જેમ રાસેલાસના ઉપસંહાર વિષે દોષ દર્શાવ્યા છે તેમ તેની પૂર્વે ડૉ. જૉન્સનના જીવતાં જ સર જૉન

હોકિન્સની નજરમાં પણ તે દોષો ખુચ્યા હતા ખરા. સર જૉન હોકિન્સ કહે છે કે જૉન્સને રાસેલાસની કથાનો એકાએક ઉપસંહાર કર્યો છે અને કથાનો હેતુ અનિશ્ચયાત્મક રહે છે તેથી મીસ ઈ. કોર્નેલીઆ નાઇટને દિનાર્બસને નામે એ કથા આગળ લબાવવાની લાલસા થઈ આવી, અને તેનું તે જ સમયનું પરિણામ તે આ પુસ્તક છે.

અંગ્રેજી આચાર–વિચાર આબિસીનિયાના હબસીઓની રહેણી-કરણીમાં ડૉ. જૉન્સને ઉતાર્યા છે, અને તેવી જ ભૂલ દિનાર્બસના લખનારે ચાલુ રાખી છે, જો કે ઈશ્વરપર શ્રદ્ધા રાખી સદાચરણ આચરનાર માનવીના મનોરથ પૂર્ણ થાય છે તથા ઇષ્ટ સુખની પ્રાપ્તિ થાય છે એવુ પ્રતિપાદન કરેલુ છે એટલે અસલ રાસેલાસની કથાનાં અનિશ્ચયાત્મક પરિણામને દિનાર્બસને નામે ઓળખાતા આ તેના ઉત્તરાર્દ્ધના અતમાં સુખાત્મક દર્શાવ્યું છે. રાસેલાસની કથાનો ઉપ-સંહાર કેવો કર્યો છે, અને તે દિનાર્બસની કથા લખવાને જોઇતી શૃખલા કેવી રીતે પૂરી પાડે છે તે જણાવવાને રાસેલાસનો ઉપ-સંહાર અત્રે ઉતારી લીધેલો છે

“પેકયુઆને તો જ્યા આરબે આવીને રાજકુવરીને તેણે તેને સ્વાધીન કરી હતી, તે ‘સેન્ટ એન્ટની’નો મઠ જેવી બીજી જગ્યા પસંદ પડી નહિ, માટે વિચાર કર્યો કે, એમાં ભક્તિમાન્ કુમારિકાઓ લાવી તેઓના પોતે અધ્યક્ષ થવુ, કેમકે ઉમેદ અને કટાળાથી તેનું મન ઉડી ગયું હતુ, માટે એક જગ્યાએ નક્કી કરી રહેવું, તે સારુ તેને જણાયું.

“રાજકુંવરીએ નક્કી કર્યું કે, દુનિયાની અદર સર્વમાં સારામાં સારી વિદ્યા છે, માટે બધાં શાસ્ત્રો શિખી વિદ્વાન્ બૈરીઓની એક પાઠશાળા સ્થાપવી અને તેના ઉપરી પોતે થવું કે વૃદ્ધોની સોબતમાં રહીને અને જુવાનીઆઓને શિખવીને પોતાનું જ્ઞાન મેળવી અથવા આપીને તથા આવતા જમાનાને સારુ અગમ બુદ્ધિ અને ધર્મનિષ્ઠાના નમુના તથા દાખલાઓ ઉભા કરી, પોતાનો કાળ પૂરો કરવો.

“રાજકુવરને એવી ઇચ્છા રહી કે, એક નાનું સરખું રાજ્ય મેળવવું અને તેનો પોતાની જાતે ઇન્સાફ કરવો અને સરકારનાં બધાં ખાતાં

ઉપર પોતે જાતે જ નિધાબાજી રાખવી. પણ રાજ્યની સરહદ પોતાથી મુકરર થઈ શકી નહિ, જેથી પ્રજાનો વધારો હમેશ કર્યા કરતો ગયો.

"ઈમ્લાક અને ખગોળવેત્તા (જ્યોતિષી)એ તો સંસારમાં જેમ રહ્યા તેમ ઠીક છે તેમ કરી મન વાળ્યું, માટે તેમણે કોઈ એક પણ અંદર તરફનો માર્ગ ચલાવ્યો નહિ"

( 'ગુજરાતી' યંત્રાલયનાં 'રાસેલાસ'માંથી )

આનંદગુહામાંથી નાસી કૈરો ગયલા રાજકુમાર અને રાજકુમારી મંડળીસહવર્તમાન પાછા સ્વદેશ જવાને નિકળ્યા છે, ત્યાંથી દ્દિનાર્બસનો પ્રારંભ થાય છે. આ કથાનકનો અત સુખાવહ છે. રાસેલાસના લગ્ન અમાલ્ફિસની પુત્રી જીલિયા સાથે અને રાજપુત્રી નિકાયાનાં લગ્ન જીલિયાના ભાઈ દ્દિનાર્બસ સાથે થાય છે. રાસેલાસ હબસાન દેશનુ રાજ્ય પોતાના મહાન્ મનોરથાનુસાર ચલાવે છે, અને નિકાયા દ્દિનાર્બસની સાથે સર્વિયા જઈ તુર્ક સુલતાન તરફથી તે પ્રાંતનો વહીવટ ચલાવે છે.

આ ગ્રન્થને નવલકથા તરીકે કેટલાકો ગણે છે અને કેટલાકો નથી ગણુતા. નવલકથા કરતાં તે એક પ્રવાસના ગ્રન્થ જેવો છે અને તેમાં થોડાક પ્રસંગો સમાવી સંવાદમાં મહાન વિચારોની ગુથણી કરી છે. સંસારમા અનુભવાતા અનેક ગુણદોષો પર એવા સારા ઉહાપોહ આ ગ્રન્થમાં કરવામા આવ્યા છે કે, વાચક તે પર મોહ પામ્યા વિના રહેતો નથી, તેમ ફરી ફરીને વાંચતાં કંટાળો આવતો નથી. આ ગ્રન્થમા વિચારની મહત્તા અને અર્થગૌરવ એક સરખુ ધ્યાન ખેંચી રહે છે. વૈદ્યો જેમ પ્રયોગશાળામાં માનવશરીરને ચીરી અનેક નાડીઓનું મહત્વ સમજાવે છે, તેમ વિચક્ષણુ લેખકે મનુષ્યસ્વભાવની એવી ઉત્તમ રીતે અવયવચ્છેદ પરીક્ષા 'ડીસેક્ષન' કરી છે કે આપણી નજર ત્યા ઠરી રહે છે. ગુણુને મનુષ્ય જીવનમાં સ્વભાવજ નહિ, પણ મનુષ્યકૃત માનનારા જડવાદીઓને માટે 'જ્ઞાનનો ખાલી ડોળ' એ નામક પ્રકરણનો સંવાદ જાણુવા જેવો છે.

"નિકાયા—...પિછામા ભારેપણું અને સીસામાં હલકાશ, તે કોણ આણી શકે ?

"ખગોળવેત્તા—ભાઈ! તેના ગુણ તો બદલી શકાય નહિ."

(પ્રકરણ ૪૫)

જીવનમાં સ્વાર્થપરાયણ મનુષ્યો ગમે તેવી સલાહ આપે, પણ ગ્રન્થકારો જેઓ થઈ ગયા છે અને તેથી જેઓને કોઈ પણ સ્વાર્થ સાથે સબધ નથી તેઓ નિરંતર નિષ્પક્ષપાત અને સત્ય સલાહ આપે છે, અને તેટલા માટે તેમના ગ્રન્થોનુ અધ્યયન વિશેષ ઉત્તેજનને પાત્ર છે. આવા ઘણા ગ્રન્થોની પ્રસિદ્ધિ પ્રજાની ઉન્નતિમાં એક ઉત્તમ સાધન છે. મને પૂર્ણ આશા છે કે, સ્ત્રીપુરુષ અને આબાલ વૃદ્ધ કોઇને પણ, ગહન વિચારોવાળો આ લઘુ ગ્રન્થ પ્રિય થઈ પડ્યા વિના રહેશે નહિ.

મિતિ પોષ વદ પાચમ, ૧૯૬૬ }
ગુજરાતી પ્રિન્ટિગ પ્રેસ, મુબઈ } મણિલાલ ઇચ્છારામ દેશાઈ.

# અનુક્રમણિકા

# દિનારબસ

વા

## રાસેલાસની કથાનો ઉત્તરાર્ધ.



## પ્રકરણ ૧.

### પાછા આનંદગુહા તરફ જવા વિચાર.

નાઇલ નદીમા પૂર ઓછું થયા પછી રાજકુંવર અને રાજકુંવરી પોતાની સાથેના માણુસો લઇને કેરો નગર છોડી દઈ હબસી દેશ તરફ પાછાં જવા નીકળ્યાં. ઘણા દિવસ રસ્તામાં લાગ્યા અને કષ્ટ પણ ઘણું વેઠવું પડ્યું. આનંદગુહા તરફ પાછા ફરવા વિષે અનેક ચમત્કારિક વિચાર તેમના મનમાં આવવા લાગ્યા.

**રાસેલાસ**—આપણે બહાર નીકળ્યાં પછી અધિક ડહાપણ મેળવ્યુ નથી? શું સુખ મેળવવાને આપણો સર્વ શોધ વ્યર્થ છે? ઝાડની માફક ઉત્પન્ન થવું અને વધવું, એ જ કે બીજું કાંઈ સુખ ઈશ્વિરે આ જગતમાં મનુષ્યોને આપ્યું છે? આપણને જે જણાયું તે આજ કે બીજું?

**રાજકુંવરી**—જેને આપણે છોડી દઇને ચાલી નીકળેલા છીએ, અને જેને આપણે ફરીથી મળવા જઇએ છીએ, તેમને શિખવવા જેટલું જ્ઞાન તો આપણે મેળવ્યું છે જ. માનવી સુખ તે માત્ર આભાસ છે. એની ખાત્રી આપણે આપણા અનુભવથી સાબીત કરી શકીશું. મનુષ્યના મનમાં નાના પ્રકારની ખરી ખોટી કલ્પના આવે છે. તેવી કલ્પના ન કરવાને, અને જે સ્થિતિમાં તેઓ છે તેમાં તૃપ્ત

રહેવાને આપણે તેમને ઉપદેશ કરીશું. સંસારની અનેક ઉપાધિઓ કરતાં આપણને જે સ્થિતિ મળી છે તે સારી છે, તેમાં જ સુખ છે. એ આપણા પોતાના ઉદાહરણથી તેમને જણાશે.

પેકયુઆ—એટલું જ નહિ પણ, આપણે આપણા પ્રવાસમાં અનેક આશ્ચર્યકારક પ્રસંગો જોયા છે, તે સર્વ તેમને કહી સંભળાવીશું અને આ સાંભળીને તેમને આનંદ થશે. આપણું કથાનક ઉપદેશયુક્ત અને મનોરંજક હોવાથી તે સાંભળવાની સર્વને ઉત્સુકતા થશે; સસારના દુઃખથી દૂર રહી પાછલાં સુખની વાત કરતાં આપણને પણ નવું સુખ થશે. આપણે જે જે સંકટોમાંથી પાર પડ્યાં છીએ, જે જે મુસીબતો વેઠી છે, તેનું સ્મરણ થતાં આપણને વિશેષ આનંદ થશે.

રાજપુત્ર—આનંદગુહાના લોકને આપણે મળીશું ત્યારે તેમને આપણે માટે શા વિચાર આવશે? આપણા સંબંધી તેમને શું લાગશે? અને ત્યાં આપણા મનની સ્થિતિ શી થશે? એ સબધી હું કશું પણ નિશ્ચયાત્મક કહી શકતો નથી. મારું એવું ઇચ્છવું છે કે, જ્યારે આપણે આનંદગુહામાં હતાં, અને બીજી બાબતો આપણે જાણતાં ન હતાં, ત્યારે જે અસંતોષ લાગતો હતો, તેથી અધિક અસંતોષ ન લાગે એટલે થયું. પ્રવાસ કરવાથી એક ઠેકાણે રહેવાની ક્ષણિક ઇચ્છા આપણને થઈ છે; પરંતુ મનુષ્યનો સ્વભાવ જ એવો છે કે, તેને કંઇ ને કંઈ વ્યવસાય જોઇએ તો ખરો. શ્રમ કર્યાં પછી થાક લાગતાં નિદ્રા લેવાની ઇચ્છા થાય છે, પરંતુ સૂર્યોદય થયા પછી ઘરમાં બિછાના પર પડી રહેવું ગમતું નથી. તે પ્રમાણે સ્વાતંત્ર્ય ઉદ્યોગની મજા એકવાર ચાખ્યા પછી માણસને નિરંતર એકાંતવાસમાં નિરુદ્યોગી પડી રહેવું ગમતું નથી. આજ સૂધી જે યત્ન કર્યો, તેને માટે મને જરા પણ ખોટું લાગતું નથી, અને ભવિષ્યના સુખને માટે નિરાશ પણ થતો નથી. આપણે વયમાં જેમ જેમ વધતાં જઇશું, તેમ તેમ આપણા કલ્પનાના તરંગ પણ ઓછા થતા જશે અને આપણું ચા-

ચલ્ય પણ કમી થશે. આપણે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તેથી ખરો ગુણ તે કયો? અને ખોટો ઢોંગ તે શું? એ આપણે સમજી શકીશું. સદસદ્વિચાર જે આપણાથી દૂર રહેતા હતા, તે આપણી તરુણાવસ્થા જવાથી હવે પાસે પાસે આવે છે. સદસદ્વિચારને માર્ગદર્શક સમજી ચાલવાથી આપણા મનને નિર્મળતા, શાંતિ, સમજણ વગેરે પ્રાપ્ત થાય છે. આ ગુણ પ્રાપ્ત કરવા, એ મનુષ્યત્વને યોગ્ય છે.

ઈમ્લાક—આ ભવિષ્યની બાબતમાં તમને નિરાશ કરવાનો કે ભય બતાવવાનો મારો બિલકુલ ઉદ્દેશ નથી, પરંતુ એટલું તો હું કહું છું કે, ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કર્યાં છતાં લોકોની સાથે મીઠાશથી વર્તવામાં ન આવે તો, તેથી મનુષ્યોને દુઃખ થાય છે, એટલું જ નહિ પણ એવા માણસની લોકોમાં મશ્કરી પણ થાય છે. વિદ્યા અને અનુભવના યોગે આનંદગુહાના લોકો કરતાં તમારામાં વિશેષ યોગ્યતા આવી છે; તેથી તમારે તેમની સાથે અભિમાન છોડી વર્તવું જોઇએ, નહિ તો તમે તેમનો તિરસ્કાર કરશો! સમોવડિયા વગર મંડળીનું સુખ કંઇ જ નથી. તમે રાજપુત્ર છોઃ અને વળી વિદ્વાન્ છો, તેથી લોકો તમારાં વખાણ કરશે, પરંતુ લોકોનો પ્રેમ તમારા પર જામશે નહિ.

હાય હાય! સદસદ્વિચાર એ ઈશ્વિરી બક્ષિસ છે ખરી, પણ તેની અવસ્થા પણ શાંતિના સરખી જ છે. મનને માને તેવાં યથેચ્છ આચરણ કર્યાં પછી આપણે તેની તરફ વળીએ છીએ. યથેચ્છ આચરણ કરી થાકયા પછી ચિંતારહિત થવાને માટે આપણે સદસદ્વિચાર શક્તિ તરફ વળીએ છીએ. તે મીઠું મીઠું બોલતી નથી, પણ આપણી ખાતરી કરે છે. આપણને ઉપદેશ આપે છે. પરંતુ તેનો કંઈ ઉપયોગ થતો નથી. સદસદ્વિચાર શક્તિના ધોરણ પ્રમાણે વર્તવું એ ઉત્તમ છે; પરંતુ તે જ કરીને બેસી રહેવામાં કંઈ ફાયદો નથી. આ સિવાય આપણને આપણા કામમાં ઉલ્લાસયુક્ત આસ્થા હોવી જોઇએ. ભક્તિ અને પરોપકાર એ બે સદ્ગુણ વધારનાર ઉત્તમ સાધન છે; આ અંતઃકરણમાં પ્રાદુર્ભૂત થાય છે. સદસદ્વિચાર, શક્તિથી

આવતાં નથી. સદસદ્વિચારને શક્તિની સહાય મળે છે, પરંતુ તેનાથી તે ઉત્પન્ન થતાં નથી. આ જગતમાં આપણી સ્થિતિ હજી અધુરી છે, તેથી કોઇપણ પ્રકારનું સુખ પૂર્ણપણે પ્રાપ્ત થાય એવી આશા નથી. વૃદ્ધાવસ્થામાં અનુભવ આવે છે, પરંતુ તારુણ્યનો ઉલ્હાસ ઓછો થાય છે; દૂરદર્શીપણું મેળવવામાં શૌર્યને ગુમાવવું પડે છે; શાંતિ સાધવામાં હોંશને ત્યજી દેવી પડે છે; સશાસ્ત્રપણે વર્તવામાં સ્વબુદ્ધિને કોરે મૂકવી પડે છે. આ સર્વ ગુણોને સદસદ્વિચાર શક્તિના વિજય ચિહ્નો લેખવામાં આવે છે. પરંતુ મને લાગે છે કે, આ સર્વ કાલ-ગતિથી પ્રાપ્ત થાય છે ઇશ્વર કરે તે ખરું. એપર શ્રદ્ધા રાખી તરુણ-પણાનાં નષ્ટ થયેલાં સુખોને માટે શોક ન કરતાં વૃદ્ધાવસ્થામાં પ્રાપ્ત થતી શાંતિથી મનુષ્ય આનંદ મેળવે છે. તે સમયે ઉપભોગ ન લીધેલાં, આળસમાં છોડી દીધેલાં, પૂર્વ સુખનું સ્મરણ કરવું વ્યર્થ છે. એમ વૃદ્ધાવસ્થામાં સુખની ઇચ્છાને લીધે પોતાના આયુષ્યના વસંત અને ગ્રીષ્મ સમાન બાલ્ય અને તારુણ્ય વયના સુખ, તે સમયે સ્વેચ્છાથી છોડી દે, એવો એક પણ ડાહ્યો કે એક પણ મૂર્ખ મનુષ્ય આપણને મળશે નહિ.

---

## પ્રકરણ ૨.

### રાજપુત્રથી પોતાની ઇચ્છાનુસાર વર્તાતું નથી.

આનંદગુહામાં ગયા પછી શું થશે ? એના વિષે સંશય હતો છતાં રાસેલાસે આગળ જવાનો નિશ્ચય કર્યો. તે હબસી દેશની સરહદ્દપર સુખરૂપ પહોંચ્યો. આનંદગુહામાં ગયા પછી આટલા દિવસ ક્યાં હતા ? એમ પૂછે તો શું કહેવું, એ વિષે ત્યાં તેની બહેન સાથે વાતચિત કરતો હતો, એટલામાં રાજાના કેટલાક સ્વાર આવ્યા અને તેમણે તેને અને તેની સાથેના માણસોને રોક્યાં. આ સ્વારોમાં એક તરુણ મનુષ્ય હતો. તેનો ચહેરો તેજસ્વી અને રીતભાતમાં પણ

સભ્યતા જણાતી હતી. તે બોલ્યો. " પ્રવાસીઓ ! અમને જે હુકમ થયો છે, તેની કદાચ તમને જાણ નહિ હોય. હમણાં મિસર દેશના લોકોએ હબસીદેશનાં પ્રાંતપર હૂમલો કરવાનો આરંભ કર્યો છે, માટે તે દેશનો કોઈ પણ મનુષ્ય આવે તો તેને અમારા દેશની હદ્દની અંદર તેને દાખલ કરી શકાતો નથી. માટે તમારો દેશ કયો ? પ્રવાસ કરવાનો તમારો ઉદ્દેશ શો, તે મને કહો. "

**રાજપુત્ર**—મહારાજ, અમે દેશ જોવાની ઇચ્છાથી પ્રવાસ કરવા નીકળ્યાં છીએ. અમે ખૂદ હબસી દેશના રહેવાસી છીએ, માટે તમે અમને તમારા પરાક્રમી રાજાના દેશોમાં જવાની છૂટ આપો. જો તમારી એમ મરજી હોય તો અમને આગળ જવાની દરબાર તરફથી પરવાનગી મળે ત્યાં સૂધી તમે કહો ત્યાં અમે રહીએ. દરબારમાનાં લોકોને અમારી ખબર છે; અને અમારી ખાત્રી છે કે, પરવાનગી મળવાની બાબતમાં કંઈ હરકત આવશે નહિ.

રાસેલાસનું કહેવું તે તરુણ સરદારને યોગ્ય લાગ્યું અને મિસર અને હબસી દેશની સીમા વચ્ચે એક નદી વહેતી હતી, તેના કાઠાંપર એક કિલ્લો હતો, ત્યાં તેમને લઈ ગયો.

આ કિલ્લાનો મુખ્ય અધિકારી અમાલ્ફિસ નામનો સરદાર હતો. તે શરીરે હષ્ટપુષ્ટ અને તેનો ચહેરો ભવ્ય હતો. તેના માથાપર વાળ પાકી ગયા હતા અને શુભ્ર રૂપેરી રંગના દિસતા હતા. સૂર્યના કિરણની માફક તેની ચકચકિત અને તેજસ્વી આંખો હતી. જોતાં જ પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થાય એવો તેનો ચ્હેરો હતો અને તેનાપર ઘાનાં ચિહ્ન હતાં. આ ઉપરથી તેણે તેના સ્વામીની નોકરી કેવી રીતે બજાવી હતી, તે સ્પષ્ટ જણાઈ આવતું હતું. તેણે રાજપુત્ર અને તેની સાથે જે સ્ત્રિયો હતી, તે સર્વની સભ્યતાપૂર્વક આગતાસ્વાગતા કરી અને લક્ષ પૂર્વક તેમના તરફ જોઈ તેમના પ્રવાસનું કારણ પૂછ્યું. જે તરુણ સરદાર તેમને કિલ્લામાં લઈ આવ્યો હતો, તે આ વૃદ્ધ પુરુષનો

દીકરો હતો અને તેનું નામ દિનારબસ હતું. રાસેલાસે જે તેને કહ્યું હતું, તે સર્વ તેણે તેના બાપને કહી સંભળાવ્યું.

અમાલ્ફિસ—દેશાટન કરવાની હોંશ સ્તુત્ય છે. પરંતુ ઘણું ખરું તેવી હોંશ આ બાજુ તરફ કોઇને હોતી નથી, માટે તમારો દૂત દરબારમાંથી પાછો આવે ત્યાંસૂધી તમને આગળ જવા દેવા યોગ્ય નથી અને મારાથી મારા અધિકાર પ્રમાણે તેમ કરવા દેવાની છૂટ પણ અપાય નહિ. તમે જ્યાં સૂધી અહીં છો, ત્યાં સૂધી તમે અમને તમારા અને તમારા પૂર્વજોનાં નામ અને દેશાટનની જે જે માહિતી હોય તે કહેશો એવી આશા છે.

રાજપુત્રના મનમાં પોતાનું નામ કિવા કુળ કહેવાની ઇચ્છા નહતી; તેથી તેણે સરદારના આ પ્રશ્નનો ઉત્તર દેવાનું કામ ઇમ્લાકને સોપ્યું. તેણે ખોટું બોલ્યા વગર જે વાત ગુપ્ત રાખવાની હતી, તે તેણે કરી નહિ. તેણે અમાલ્ફિસને કહ્યું કેઃ મારું નામ ઇમ્લાક છે, હું વેપારી છું; હું મારા પોતાના કામકાજને માટે કેટલાક દિવસ કેરોમાં રહ્યો હતો. ત્યાં મને આ તરુણ સભ્ય ગૃહસ્થની અને તેમની બહેનની ઓળખાણ થઈ. હબસી દેશમાં તેમનું કુટુમ્બ ઘણું નામાંકિત છે. દેશોદેશમાં ફરી જે સ્થિતિ અત્યંત સુખકારક લાગે, તેવી સ્થિતિમાં રહેવાની તેમને ઇચ્છા થઈ હતી. પરતુ સર્વ સ્થિતિમાં એક તરેહની નિરાશા તો છે જ, એવું જાણ્યા પછી હવે પોતાના ઘર તરફ જઈ વિદ્યાભ્યાસ અને ચિતનમાં વખત ગાળવાનો નિશ્ચય કર્યો છે.

ખગોળવેત્તા—મારે માટે પૂછો તો હું સ્પષ્ટપણે કહું છું કે, મારો જન્મ મિસર દેશમાં થયેલો છે અને કેરોનો હું રહેવાસી છું. પરંતુ મારા આયુષ્યનો અત્યાર સૂધીનો સમય જ્ઞાન મેળવવામાં અને શાસ્ત્રના ગહન વિષય સમજવામાં વ્યતીત કર્યાં છે. આ કામમાં જેણે મને મદદ કરી તે મારા દેશબાંધવ છે. આખું જગત્ એ મારી શાળા છે અને તેમાં રહેનારા મારા સહાધ્યાયી છે. કોઈ પણ દેશના

હિતને માટે કે તેના નાશને માટે મારા પ્રયત્ન નથી. મારી વિદ્યાનો કંઈ પણ ઉપયોગ થાય તો તે પૃથ્વીના એક જ ભાગમાં થાય, એવું હું ઇચ્છતો નથી. સત્ય અને જ્ઞાન જો પરમાત્માથી જ ઉત્પન્ન થયાં હોય તો તેનો ફાયદો સર્વને થાય એ યોગ્ય છે. સ્વદેશને માટે મને કંઈ લાગતું હોય, તોપણ મારા આયુઃક્રમણના માર્ગને લઈને સર્વ જગત્ મને પોતાના દેશના સમાન લાગે છે. અભ્યાસ સિવાય બીજું કંઈ હું જાણતો નથી. મારું મન અભ્યાસમાં ગુંથાયલું રહેવાથી મોટામાં મોટી રાજ્યક્રાંતિ હો કિંવા સંસારમાં ન્હાનીન્હાની બાબતો હો, તે તરફ મારું બિલ્કુલ લક્ષ નથી. મંડળીમાં રહેવાથી આનંદ અને મિત્રતાથી થતા લાભ વિગેરે સુખ હું જાણતો જ ન હતો. હમણાં જ તે હું સમજવા લાગ્યો છું, અને મહારાજ! તે સુખ તમે નષ્ટ કરશો નહિ. જેનો મારાપર વિશ્વાસ છે, એ જાણી મને મોટી પ્રતિષ્ઠા લાગે છે, જેની પરોપકાર બુદ્ધિથી મારા મનને સમાધાન થાય છે, તેના સમાગમમાં મને રહેવા દો; અને હું તમને ખાત્રીપૂર્વક કહું છે કે, રાજ્ય પ્રકરણમાં કોઇપણ તરેહની ઉથલપાથલ કરવાની મારી ઇચ્છા નથી તેમ જ મારામાં સામર્થ્ય પણ નથી.

ભૂગોળવેત્તાનું આવું નિષ્કપટ ભાષણ અમાલ્રિક્સને ખરું લાગ્યું; પરંતુ ઇમ્લાક અને રાજપુત્રને માટે ખાત્રી થઈ નહિ. તેની સાથે થોડાં માણસો હોવાથી ખુલ્લું બંડ કરવાનો ઉદ્દેશ હશે, એમ માનવાને કારણ ન હતું; તે જ પ્રમાણે સાથે નોકર ચાકર હોવાથી દુશ્મનના ગુપ્ત જાસુસ હશે એવો સંશય લાવવાનું પણ કારણ ન હતું. એથી તેણે ઇમ્લાકને દરબારમાં દૂત રવાના કરવાને કહ્યું; અને કિલ્લામાં રહેવાની તેમને જગા આપી. તેમની યોગ્યતા પ્રમાણે તે તેમનું આદરમાન રાખતો અને પ્રવાસની હકીકતના સબંધમાં પુષ્કળ પ્રશ્ન કરતો. તેઓ પણ પુષ્કળ બનેલી બાબત અતિ ઉત્સુકતાથી કહેતા.

અમાલ્રિક્સ્—એકાદ વિશેષ સ્થિતિમાં હોવાથી સંસારમાં સુખ થાય છે, એ તમને શા ઉપરથી લાગ્યું હશે? એનું મને આશ્ચર્ય થાય

છે. પોતાને લાગે તે પ્રમાણે વર્તવાનું આ જગતમાં થોડાના નસીબે સરજાયલું છે. ગરીબોથી પોતાની દરિદ્રતાને લીધે ઇચ્છા પ્રમાણે વર્તન થઈ શકતું નથી; શ્રીમંત છે તેમનાથી, જૂના રીતરિવાજ જે ચાલતા આવે છે, તે છોડી શકાતા નથી, જે થોડા મનુષ્યોને સ્વેચ્છા પ્રમાણે વર્તવાનું સામર્થ્ય હોય છે, તે મનોવિકારને સ્વાધીન થઈ વર્તે છે. આથી પરેચ્છાને લીધે કિંવા સ્વેચ્છાને લીધે જે સ્થિતિ પ્રાપ્ત થઈ હોય અને તે ગમતી ન હોય અથવા તો તે સ્વીકારવા બદ્દલ પશ્ચાત્તાપ થતો હોય તો, ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી ધૈર્યથી આપણું કર્તવ્ય કરવું, એ સર્વને માટે સરખું છે. સદ્‌ગુણથી વર્તીને પ્રતિષ્ઠા ન મેળવી શકાય એવો એક પણ ધંધો નથી. સ્થિતિને કંઈ લેવા દેવા નથી. સર્વ દોષ આપણો છે વા આપણા વર્તનનો છે. પ્રાપ્ત થયેલી સ્થિતિ પોતાને ગમતી નથી, તેથી જે મનુષ્ય પોતાનું કર્તવ્ય બરાબર કરતો નથી, તે મનુષ્યમાં ડહાપણ અને ધૈર્યનો અભાવ છે એમ જણાય છે. પ્રાપ્ત થયેલી સ્થિતિમાં યોગ્ય વર્તન રાખ્યું હોય તો એમ સમજવાનું કે તેવા માણસે આ સંસારમાં આવીને કંઈ સાર્થક કર્યું છે, નહિ તો તે કંઈ કરતો નથી વા કંઇનું કંઈ કરે છે; અને તેવાનું જીવતર વ્યર્થ છે એમ જ જાણવું જોઇએ. એકાદ મનુષ્ય પ્રથમ ધર્મોપદેશક થઈ, ઈશ્વરચિંતન અને લોક શિક્ષણમાં પોતાનો સમય ગાળવા લાગ્યો, પરંતુ પછીથી તેને એનો કંટાળો આવી સિપા-ઇગીરીનો વ્યવસાય ગમવા લાગ્યો. રણવાદ્ય સાંભળી તેના શરીરમા આવેશ સ્ફૂરવા લાગ્યો. તે આવેશ જો તે પોતાના મનોનિગ્રહમાં અને પોતાનું કામ અધિક ઉત્સુકતાથી કરવામાં કામે લગાડે તો તે મનુષ્ય બીજા કરતાં વધારે ધૈર્યવાન્ છે એમ સમજવું જોઇએ. તે જ પ્રમાણે એકાદ સિપાઇને એમ લાગે કે, ગ્રંથાવલોકનમાં અને શાસ્ત્રના અભ્યાસમાં મારે સમય ગાળવો છે અને તે સિપાઈ પોતાના રાજાના અને દેશના હિતને ઉપયોગી યુદ્ધકળા સુધારવામાં પોતાના જ્ઞાનનો ઉપયોગ કરે તો, કીર્તિની ઇચ્છાથી તુમુલ યુદ્ધમાં મોટું પરાક્રમ ગજાવનાર સિપાઈ કરતાં તે વધારે શૂર છે, એમાં કંઈ સંશય નથી. આ જ પ્રમાણે બીજી સ્થિતિનાં પણ ઉદાહરણ

આપી શકાય. આ જગત્ તે એક મોટું નાટ્યગૃહ છે. સર્વ મનુષ્યો તેનાં પાત્રો છે. જે મનુષ્ય અત્યુત્તમ નહિ, તોપણ પોતાને સાધારણ રીતે પ્રાપ્ત થયેલી સ્થિતિ પ્રમાણે આ સંસારરૂપ મહાનાટકમાં પોતાનો વેશ ભજવતો નથી તેની કિમત ફૂટી બદામ જેટલી પણ નથી. અમારા આ સિપાઇગીરીના ધંધામાં ધૈર્ય આવશ્યક છે. એટલું જ નહિ પણ સર્વ કામમાં તેની આવશ્યકતા છે. તેને લીધે કીર્તિ પ્રાપ્ત થાય તેવાં કામો કરી શકાય છે. દુઃખ પ્રાપ્ત થયું હોય તો તેના-વડે શાંતિથી તે સહન કરી શકાય છે. લોકોની સાથે નિગ્રહથી તેનાવડે રહી શકાય છે; અને પરમેશ્વર જે સ્થિતિમાં મૂકે તે પ્રમાણે રહેવું એમ સમજી તે પ્રમાણે સ્વસ્થ રહેવાનું સામર્થ્ય આવે છે.

---

## પ્રકરણ ૩.

## રાજકુંવર નવી સ્થિતિ સ્વીકારે છે.

હબસી દેશના દરબારમાં પરવાનગી માગવાને મોકલેલા દૂતને આવવાને ઘણી વાર હતી. આથી રાજપુત્રે ઇમ્લાકને કહ્યું કે, આ સરદારના પુત્રની સાથે થોડા દીવસ સૈન્યમાં જવાની મારી ઇચ્છા છે, માટે એવી વિનતિ તે સરદારને કરવી. મને ઘણા દિવસથી લશ્કરી બહાદૂરીની ઇચ્છા થઈ છે. અમારે કોઇ પણ વખતે મોટા સૈન્યમાં સેનાપતિનું કામ કરવુ પડશે, એમ જાણી જે હોશિયાર ગુરુને અમને શિખવવાને માટે યોજ્યો હતો, તેણે યુદ્ધકળાનું નિરૂપણ કર્યું હતું. તે વખતથી જ્યારે હું આનંદગુહામાં હતો ત્યારથી જ રણાંગણમાં કીર્તિ સંપાદન કરવાની મારી ઇચ્છા હતી. ગુરુ તરફથી જે યુદ્ધકળાનું જ્ઞાન મને મળ્યું છે, તેની અજમાયશ કરવાની મને ઘણી ઇચ્છા થઈ છે. વળી એટલી તો ખરી વાત છે કે, આપણે મોકલેલો દૂત અહીં પાછો આવે ત્યાંસુધી આપણે અહી નિરુદ્યોગી બેસી રહેવા કરતાં કંઈ પણ કામમાં યોજાવું એ ઉત્તમ છે.

ઇમ્શાક્—તમને ઉત્પન્ન થયેલી ઇચ્છા પ્રમાણે વર્તવાનો તમારો આગ્રહ હોય તો હું ખુશીથી તમારી સાથે આવીશ: કવિને જ્ઞાનપ્રાપ્તિ કરવાને રણક્ષેત્ર પ્રતિકૂળ છે એમ નથી. પરંતુ એક બાબત તમારા લક્ષમાં નહિ આવી હોય તે તમને કહેવી જોઇએ; અને તે એ કે તમને હંમેશાં લોકોને હુકમ કરવાની ટેવ છે. લશ્કરીખાતામાં તો હંમેશાં વરિષ્ઠ અધિકારીના હુકમમાં રહેવુ પડે છે, એની તમને ખબર નથી. આપણને લાગે તે એક બાજુએ વેગળું રાખી, બીજાની આજ્ઞા પ્રમાણે વર્તવું એની તમને ખબર નથી, છતાં દિનારબસ! તમને જે જે કહે, તે એક હલકા સિપાઈ પ્રમાણે તમારે કરવું જોઇશે.

રાજપુત્ર—તમે કહોછો એવી સ્થિતિ મને વધારે દિવસ ગમશે કે કેમ? એ કહી શકતો નથી. પરંતુ એક હૂમલા સૂધી હું ધીરજ રાખીશ. જે જે દુ ખ જે જે સમયે પ્રાપ્ત થશે, તે સર્વ તે તે સમયે સહન કરવાં જોઇએ અને જો એ એમ જ છે તો એનાથી પુષ્કળ લોકને આનંદ થાય છે એવી સ્થિતિ મારે શામાટે ન સ્વીકારવી?

ખગોળવેત્તા—હું તમારી સાથે આવતો નથી તેને માટે તમે મને માફ કરશો. મારે આ વૃદ્ધાવસ્થામાં સ્વસ્થપણે રહેવું જોઇએ. એ સિવાય વળી હું સ્વદેશપર શસ્ત્ર ધરીશ નહિ. રાજકુંવરી અને પેકયુઆની સાથે હું રહીશ.

આમ વાતચિત થતી હતી, એટલામાં નેકાયા ત્યાં આવી. રાજપુત્રનો નિશ્ચય તે કળી શકી નહિ. પોતાને આ અપરિચિત લોકમાં એકલાં રહેવું પડશે એની તેને ધાસ્તી લાગી. તેણે તેના ભાઇને કહ્યું કે, વિસાત વગરના મનુષ્યની માફક પોતાના જીવને જોખમમાં નાંખવો, એ રાજપુત્રને યોગ્ય નથી. માલેકના કામને માટે પુષ્કળ નોકર રાખેલા હોય છે.

રાજપુત્ર—બહેન ! સ્વકર્તવ્ય અને દયાને પ્રતિકૂળ વચન સાંભળી મને લજ્જા આવે છે. બાપનું રક્ષણ પુત્રને નહિ કરવાનું, તો પછી કોણે કરવાનું? જો રાજા પોતે કંઈજ શ્રમ ન કરે તો પછી પ્રજા

જનોએ શામાટે સહાય કરવી ? રાજાના મારા ઉપર જેટલા ઉપકાર છે, તેનાથી વધારે આ સરદાર અને તેના પુત્રપર છે વારુ ? અને વાસ્તવિક રીતે વિચાર કરી જોઇએ તો અમાલ્ફિસ્ કરતાં મારો જીવ વધારે મૂલ્યવાન્ શામાટે ગણવો જોઇએ ? એ હું સમજી શકતો નથી. તેણે રાજાની ચાકરી ઘણાં વર્ષો કરી છે. આ પ્રાંતની સરહદપર તે ન હોત તો ભારે પંચાત પડત. શત્રુઓએ ક્યારના આગળ વધી હબસીદેશમાં બળવો શરુ કર્યો હોત. જે કુટુંબ આજ સુખી છે, તેને એના મરણથી ઘણું દુઃખ થશે; તરુણ વયમાં આવા ડાહ્યા અને દૂરદર્શી બાપના અમુલ્ય ઉપદેશની સલાહ વિના તેના છોકરાને ભારે નુકસાન થશે; તરુણાવસ્થામાં આવતી તેની રૂપવાન્ કન્યા, મિત્ર અને સંરક્ષણકર્ત્તા વિનાની થઈ પડશે. હું જો રણમાં પડ્યો તો શું મોટું નુકશાન થવાનું છે ? મોટી સ્થિતિવાળા મનુષ્યોનું મહત્વ બહુધા કલ્પિત હોય છે. જેની તેવી સ્થિતિ હોય તેને બહુ મોટુ લાગે છે, પરંતુ બીજાને કંઈ તેમ લાગતું નથી. નેકાયા, મને લાગે છે કે જો તું તારી આ ખોટી સમજણ મૂકી દઈ લક્ષપૂર્વક વિચાર કરીશ તો તારા મનને જણાશે કે, જે મનુષ્ય પોતાના દેશને ઉપયોગી થઈ પડે છે, તે જ ખરેખર મોટો છે.

ઉપર પ્રમાણે સંવાદ ચાલતો હતો એટલામાં હિનાર્બસ ત્યા આવ્યો, તેથી તેમનું બોલવું બંધ રહ્યું. રાસેલાસનો નિશ્ચય જ્યારે તેને માલમ પડ્યો ત્યારે તેણે તેનાં બહુ વખાણ કર્યાં. તેની તરુણાવસ્થાને અને સૈનિક યોગ્ય ઉત્સાહથી તે બોલ્યો કે, ‘આજથી તમે ને હું મિત્ર છીએ.’

રાજપુત્ર રાસેલાસે ઇમ્લાક્ને અને રાજકુંવરીને જે કારણો કહ્યાં, તે સિવાય ત્યાંથી જવાને એક બીજું પણ કારણ હતું. આનંદગુહામાં હતો ત્યારે પોતાને ત્યાંની સર્વ સ્ત્રિયો કરતાં, અને પ્રવાસમાં નીકળ્યા પછી હાજી હા કરનારી સ્ત્રિયો તેણે જોઈ હતી, તેનાં કરતાં અમાલ્ફિસ્ની પુત્રી જીલિયા જૂદી જ તરેહની જણાઈ. જીલિયાને પોતાના સૌદર્યનો બિલકુલ ગર્વ ન હતો, તેના બાપે કાળજીપૂર્વક શ્રમથી

તેને સુશિક્ષિત કરી હતી; તેનું મન સ્વભાવત. ઉદાર હતું અને શિક્ષણથી વધારે સદ્‌ગુણી થયું હતું. તેને લોકના બોલવા કરવામાં કંટાળો આવતો ન હતો, છતાં તે વાતોડી બની વાતો કરવા બેસતી નહિ. સર્વ લોક તેના હિતને ચહાનાર હતાં.

ગ્રંથાવલોકન અને વિચારને લીધે રાસેલાસને પુષ્કળ જ્ઞાન પ્રાપ્ત થયું હતું, છતાં તેનું માનવું હતું કે, સ્ત્રિયો પુરુષ કરતાં કમી યોગ્યતાની હોય છે, એમ નથી; તોપણ પુરુષોએ અતિશય તેમને વશ થવું એ તો યોગ્ય નથી જ. તેનું પોતાનું મન કોમળ હતું, એ તે પોતે જાણતો હતો, તેથી તેને એમ લાગ્યું કે, હું કદાચ બીજા જ નાદમા પડી, ક્ષુદ્ર મનોવિકારને સ્વાધીન થઈ જાઉ, માટે જીલિયાને જોઇને જે વિચાર મારા મનમાં આવ્યા છે તે સર્વ અહીંથી જવાથી થોડો વખત સરી જશે. આથી તેણે, પાછો ફરે ત્યાં સૂધી મન તે તરફ ન વળવા દેવાનો નિશ્ચય કર્યો. મનુષ્યને જેમ લાગે છે કે, ભવિષ્યમાં સુખ અને જ્ઞાન પ્રાપ્ત થાય તે પ્રમાણે તેને લાગ્યું કે સમય જવાની સાથે મનપર થયેલી ભૂલ ભૂસાઈ જશે. આથી તેણે નિકળવાની જલદી જ તૈયારી કરવા દિનારૂબસને કહ્યુ. તેઓ બન્ને પચાસ સ્વાર લઇને દુશ્મનના મૂલકપર હલ્લો કરવા નિકળ્યા.

---

## પ્રકરણ ૪
## રાસેલાસને મિત્ર મળ્યો.

કેટલોક સમય ગયા બાદ રાસેલાસ અને દિનારૂબસ વિજયી થઈ પાછા આવ્યા. તેઓએ પુષ્કળ શત્રુઓને જિતી પુષ્કળ લુટ આણી હતી. એક બીજાનાં પરાક્રમ દૃષ્ટિએ પડવાથી અને એક બીજાના જીવના સંરક્ષણની કાળજીને લીધે તેમનો સ્નેહ દૃઢ થયો. અમાલ્ફિસને તેના પુત્રને અને તેની કન્યાને આ હલ્લા પછી તેની યોગ્યતા વધારે લાગવા લાગી, એ જોઈ રાજકુંવરને આશ્ચર્ય લાગ્યું.

અમાલ્ફિસ—હવે તમે અમારા મિત્ર અને અમારા સૈનિક કામ કરનાર છો. તમે તમારી સ્વદેશ પ્રીતિ અને રાજભક્તિ સિદ્ધ કરી બતાવી છે. આરંભમા જ તમારા યુક્તિપુરઃસર અને ખુલ્લાં દિલના ભાષણથી તમારે માટે જે વિશ્વાસ મને ઉત્પન્ન થયો હતો, તે પ્રમાણે તમારી સાથે વર્તવાને હવે અમારે શંકાનું કંઈ કારણ નથી. સૈન્યમાં જતી વખતે, નેકાયાની સાથે રહે એવા હેતુથી રાજપુત્રે તેને સાથે લીધો નહોતો. તેથી કિલ્લાના મનુષ્યો રાજપુત્રના વખાણ કરતા જોઈ તેને ભારે આશ્ચર્ય લાગ્યુ.

ઇમ્લાક્—રાજપુત્ર! તમારા જેવી મોટી પદ્દીવાળા મનુષ્યને સર્વ વિષયની માહિતી હોવી, એ કેટલુ જરૂરનું છે? રણક્ષેત્રમાં પરાક્રમ બતાવવાનુ સામર્થ્ય તમારામાં ન હોત તો તમારું ગ્રથાવલોકન અને તત્ત્વજ્ઞાન અહીં શા ઉપયોગમાં આવ્યુ હોત? જેનાથી સર્વદા લોકને લાભ થાય છે, તેને તેઓ હંમેશાં માન આપે છે. જેનાથી આપણને જ્ઞાન કિવા આનંદ પ્રાપ્ત થાય, તેવો મનુષ્ય ધામધૂમનો સમય ન હોય અને સ્વસ્થપણાનો સમય હોય, તેવે વખતે પ્રિય લાગે છે; પરંતુ દુઃખ કિવા સંકટને પ્રસગે તેનાથી લાભ ન થાય તો તેની કોઈ પરવા કરતુ નથી.

નેકાયા તેના ભાઇને કહેવા લાગી કે, તારા ગયા પછી મને બિલકુલ ચેન પડતુ નહોતું. દરરોજ તેનાં તે માણસો અને તેની તે વાતથી મને તો હવે કટાળો આવ્યો છે. અમાલ્ફિસનું ભાષણ ઉપદેશયુક્ત અને મનોરમ છે, પરતુ તે આખો દિવસ પોતાના કામમાં ગુથાયલો રહે છે. જીલિયા મમતાળુ છે ખરી, તથા તેની રીતભાતમાં સભ્યતા છે, પણ તે મારી યોગ્યતા પ્રમાણે મારી સાથે વર્તતી નથી.

રાજપુત્ર—તેં તારી યોગ્યતા ગુપ્ત રાખી છે, તેથી તું કોણ હોઇશ તેની કલ્પના સુદ્ધાં તેને નથી. જો એમ છે તો પછી તારી યોગ્યતા પ્રમાણે તારી સાથે ન વર્તવામાં જીલિયાનો શો દોષ કાઢવો? તું રાજકન્યા છે એ જેમ લોકોથી તુ છૂપાવે છે, તે પ્રમાણે હું રાજકન્યા છુ, એ ખ્યાલ તારા મનથી કાઢી કેમ નાંખતી નથી? થોડો સમય

એ વિચારને મનથી કાઢી નાંખ, એટલે જીલિયાના ભાઈની સોબતથી જેમ મને આનંદ થાય છે, તેમ જીલિયાની સોબતથી તને પણ થશે. દિનારબસ મારી સાથે સલુકાઇથી વર્તે છે, તે જોઈ મને આનંદ થાય છે. તે મારી સાથે બરોબરીથી વર્તે છે, તેથી મારામાં જે સ્વાભાવિક ગુણ છે અને જે મે પ્રયાસ કરી મેળવ્યા છે, તેને માટે તેણે મારો કરેલો નિરપેક્ષ પ્રેમ પહેલી જ વાર જોવાથી મને આનંદ થાય છે. તેની ઉલ્હાસવૃત્તિ અને ઉત્સાહ જોઈ, હું ખુશી થાઉં છુ. એકવાર ફરીથી હલ્લો કરવા તેની સાથે જઈ તેણે મારે માટે જે ઉત્તમ અભિપ્રાય બાંધ્યો છે, તે ખરો કરી બતાવવાનો મેં નિશ્ચય કર્યો છે.

રાસેલાસે ડહાપણથી મનોનિગ્રહ કર્યો, છતાં જીલિયાની વાતચિતથી અને ચાલચલણથી મોહિત થયા વગર તે રહ્યો નહિ. તેણે પ્રથમ બાધેલ મતો, અન્યાય અને હલકા મનના જણાવા લાગ્યા. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'આવા પૂર્ણ ગુણવાન્ અને નિરભિમાની પ્રાણીના સમાગમમાં રહીને આયુષ્યક્રમણ કરવા કરતાં બીજું કયુ વધારે સુખ પ્રાપ્ત થનાર છે? પરંતુ આવા જન્મપર્યંતના સુખદુ.ખના સાથીને પ્રાપ્ત કરી લેવાનું સામર્થ્ય મારામા છે કે? રાજકુટુમ્બના મનુષ્યોના ખોટા ડોળ દમામના ખોટા ખ્યાલ પ્રમાણે મારે વર્તવાનું છે; તો પછી જેને યોગે તે મારી માફક દુ.ખી થાય, એવા વિચાર જીલિયાના મનમાં ઉત્પન્ન કરી તેના મનની અપ્રતિમ શાંતિ નષ્ટ કરી, શા માટે તેને અસ્વસ્થ કરુ? શા માટે તેનું સુખ હતાશ કરું?'

રાજપુત્રને વિચારમાં ગર્ક થયેલો જોઈ દિનારબસે તેને કહ્યું; "તમને ચિતાક્રાંત અને દુ ખી જોઈ મને ઘણું માઠું લાગે છે. જો તમને છૂટ આપવાની વાત અમારે સ્વાધીન હોત તો અહિ પરાધીન રહેવાથી તમને જે ત્રાસ થયો છે, તે થાત નહિ. પરંતુ એમ થવાથી આપણે સાથે રહીને જે સમય વીતાડ્યો છે, તેનું મને વારવાર સ્મ-

રણુ થઈ આવશે. નેકાયાથી દૂર રહેવું પડશે ત્યારે મારાં મનને કેટલુ દુઃખ થશે? તમે જે ઉચ્ચ હબસી કુળમાં ઉત્પન્ન થયા છો, તે ગુપ્ત ભેદ કહેવા જેટલા વિશ્વાસને હું પાત્ર છું એમ તમને લાગતું નથી; છતાં તમારા અને નેકાયાના મનની મોટાઈ પરથી અને તમારી સાથના મનુષ્યો, તમારો જે માનમરતબો રાખે છે, તે પરથી તમે કોઈ ઉચ્ચ પદ્વીના મનુષ્ય છો એમ લાગે છે. તમારી બહેનના પરિચયમાં હું ન આવ્યો હોત તો વધારે સારું થાત, એ વાત ખુલ્લા મનથી તમારી આગળ જણાવ્યાથી કદાચ તમને ખોટું લાગશે. તેની પોતાની સભ્ય રીત રિવાજથી અને સૌજન્યપણાથી બીજાનું મન સ્વાભાવિક રીતે તેની તરફ આકર્ષાય છે. કદી કદી તેનું વર્તન જરા અભિમાનપણાનું જણાય છે. આવી વેળાએ બીજી કોઈ સ્ત્રી મારા મનથી છેક ઉતરી ગઈ હોત; પરંતુ તે મર્યાદાને લીધે દૂર દૂરથી વર્તે છે, છતાં જ્યારે તેની સ્વાભાવિક સુજનતા નજરે પડે છે ત્યારે આપણે તેની સાથે કેવી અદબથી વર્તવું જોઇએ' તેનું હું ભાન ભૂલી જાઉ છું."

તેનું બોલવું પૂરું થયું નહિ, એટલામાં રાજપુત્રે તેને કહ્યું, "દિનાર્બસ! મિત્રતાના હકથી હું એટલુ જ કહું છું કે, એ બાબતની વાત કરતો ના. મારા અંતઃકરણની સ્થિતિ જો તું પારખી શકે તો તને સ્પષ્ટ જણાય કે, હું પણ તારા જેવો જ દુઃખી છું. કાલે સવારે આપણે સ્વદેશના દુશ્મનો પર હલ્લો કરવા નિકળીશુ."

---

# પ્રકરણ ૫.

## કિલ્લાને ઘેરો પડ્યો.

પાછલા પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે બન્ને મિત્રો વાતચિત કરતા હતા ત્યારે અમાલ્કિસને એવી બાતમી મળી કે, મિસર દેશની અને અરબસ્તાનના લોકોની એક મોટી ટોળી કિલ્લાપર હુમલો કરવા

આવે છે. તેથી તેણે તેના પુત્રને એ વાત ક્યાસૂધી ખરી છે તે જણાય નહિ ત્યાંસૂધી જવાની ના કહી. પછી તેણે શત્રુ આવે, તેને માટે જે તૈયારી કરવી જોઇએ, તે સર્વ આવશ્યક તૈયારી કરી રાખી. તટપર પહેરાને માટે જે સિપાઈ રાખ્યા હતા, તેટલા બીજા વધાર્યા અને સર્વ બાબત યથાસ્થિત છે કે નહિ? સિપાઇઓ પોતાનું કામ બરાબર કરે છે કે નહિ? એ જોવાને માટે કિલ્લાની નીચે જાતે ફરી આવ્યો. ઉપર કહ્યા પ્રમાણે લઢાઇની સર્વ તૈયારી થતી જોઈ, રાજકુંવરીને ફીકર થવા લાગી. પેક્યુઆ તો ઘણી જ ગભરાઈ. રાજપુત્રના મનમાં પણ શુ થશે અને શું નહિ? એમ થતુ હતુ. છતા તેણે, બન્ને જણને ભય જેવુ કંઈ નથી, એમ કહ્યુ. તેના કહેવાથી તેમને ધીરજ આવી અને કિલ્લાપર હૂમલો થવાની બાબતમા ઝાઝી ફીકર કરવા લાગ્યા નહિ આવી સશયાત્મક સ્થિતિમાં પણ રાજપુત્રનાથી જીલિયા પાસેથી દૂર રહેવાયુ નહિ અને તેમ કરવાની તેને ઇચ્છા પણ ન હતી, પરંતુ તેની રોજની સ્થિતિમા અંતર પડતું જતુ તેને જણાયુ. તે ચિંતાગ્રસ્ત થઈ. અમાલ્ફિસપર આવનાર ભાવી સકટની બહુ જ કાળજી કરતી. તેનો પિતા પાસે હોય ત્યારે હસતું મુખ રાખવા પ્રયત્ન કરતી, પણ તેમ કરવા છતા, તેનું દુ ખ ઢાંક્યુ રહેતુ નહિ. કોઇની સાથે ઉલ્લાસથી વાત કરતાં તેને એકાએક રડવુ આવતુ. રાત્રે સુવા જતી વખતે દુ:ખથી પોતાના બાપને અને ભાઇને ભેટતી. તે સમયે તે પોતાનું દુ ખ મનમા ને મનમાં દાબી રાખવા પ્રયત્ન કરતી, પરતુ મ્હોડાની ખિન્નતાપરથી તે સ્પષ્ટ જણાઈ આવતુ.

જીલિયાનું દુ ખ જોઈ રાસેલાસને અતિશય માઠું લાગ્યું. "તને જે દુ ખ થયુ છે એ હુ જાણું છુ, અને તેથી મને પણ વ્યથા થાય છે" એ તેને જણાવ્યા સિવાય રાજપુત્રથી રહેવાયુ નહિ. તે જે કાંઈ સાત્વન કરતો, તે તે લક્ષપૂર્વક સાંભળતી અને પહેલાના કરતાં વધારે પ્રેમાળ રીતે વર્તતી. દિનાર્બસનુ વર્તન રાજકુંવરીને પહેલાની માફક ગમતુ નહિ કારણ કે રાસેલાસની સાથે તેને ભાષણ થયા પછી રાજકન્યાની સાથે વાતચિતથી તેને આનદ થતો અને તેથી તેનું મન તેની તરફ વળતુ. આ મન તેની તરફ વળે નહિ, તેટલા માટે તે તેની સાથે ઉંચા મનથી વર્તતો.

તે પેકયુઆની સાથે માત્ર વાતચિત જ કરતો અને તે પણ વિચારશીલ નહતી, તેથી મોકળા મનથી વર્તતી. આથી નેકાયાને ઘણું ખોટું લાગ્યું. તેની સખી પેકયુઆથી તેને જે આનંદ થતો હતો, તે દિવસો દિવસ ઓછો થવા લાગ્યો.* તે પાસે નહોય તો જગત્ તુચ્છ ભાસતું હતું. અને જીવ જાય તો સારું એમ લાગતું હતું તેનાથી રાજકન્યા કંઈ મિષ કાઢી દૂર રહેવા લાગી. આ બાબતથી તેને પોતાના મનમાં ખરાબ લાગતું હતું પેકયુઆના મનમાં તેને માટે જે માન હતુ, તે લેશમાત્ર કમી થયુ ન હતુ. રાજકુવરીનો સહવાસ, એ જ આ લોકમાં સર્વથી મોટુ સુખ, એમ તેને પૂર્વે લાગતુ હતુ. તે જ પ્રમાણે હમણા પણ તેને ભાસતું હતું. દિનાર્બસની સાથે વધારેવાર વાતચિત કરવા માટે તે તેને કહેતી હતી. પરંતુ તેની વાતચિતથી કેવો આનદ થતો, તે તે સારી રીતે જાણુતી હતી, તેથી તેને માટે તે બીજાનો ઝાઝો દોષ કાઢી શકતી નહિ. તેને પોતાને જણાવા લાગ્યુ કે, તે અપ્રિય લાગ-વાનું કારણ મારો પોતાનો મત્સર છે ગર્વ અને સમજણ એક બીજાને તેના મનને હઠાવવાનુ તોફાન કરવા લાગ્યા. તેનું પોતાનું મન એવા વિકારને પાત્ર છે, એનું તેને આશ્ચર્ય થવા માડ્યું. તેનુ પોતાનું મન તેને દોષ દેવા લાગ્યુ એ જાણુવાથી તેને પોતાને શરમ થવા માંડી.

ઉપર કહ્યા પ્રમાણે તેનું મન ક્ષુબ્ધ હતું ત્યારે તેણે એક દિવસે પૂર્વ તરફ ખૂબ ધૂળ ઉડતી જોઈ. તરત જ કિલ્લામાના માણસોમા ધાધલ મચી રહી. તેને માલમ પડ્યું કે, બીજા લોકોને પણ તેની માફક જણાય છે. એટલામાં નિકાયા બેઠી હતી ત્યાં દિનાર્બસ આવ્યો. તે બોલ્યો, 'નિકાયા' તું બ્હીશ નહિ. તને અહિ ભય જેવુ નથી. અમારાં મન પારખી શકવાને સમર્થ હોય તો તુ ખાતરીથી સમજી શકે કે અમે તારુ રક્ષણુ કરીશું; નહિ તો પ્રાણુ આપીશું. અમારી પાસે થોડી ફોજ છે એમ નથી. અમારા ધૈર્યની

---

* રાસેલાસ પ્રકરણ ૩૩.

પરીક્ષા પુષ્કળ વખત કસાઈ છે. શત્રુનું સૈન્ય પુષ્કળ હોય તો પણ અમારું સૈન્ય તેના કરતાં કવાયતમાં વધારે હોશિયાર છે અને મારા પિતાએ પણ કંઈ થોડી લઢાઇઓ જિતી નથી.'

રાજકુંવરી—તમે મારે માટે એટલી કાળજી ધરાવો છો, તેથી તમારો મારાપર ભારે ઉપકાર થયો છે. એ ખરું છે કે, શૂરની માફક મારામાં ધૈર્ય નથી, છતાં થવાનુ હશે તે થશે, એમ જાણી હું સ્વસ્થ છું. સકટ આવે તો પ્રથમ દર્શને સ્ત્રીઓને ભય લાગે છે; પરતુ કંઈક સમય વિચાર કર્યા પછી તે સર્વ સહન કરવા હુ તૈયાર છું. શત્રુનો પરાભવ કરવો, એ તમારુ કર્ત્તવ્ય છે અને તમને વિજય પ્રાપ્ત થાય, એને માટે ઈશ્વરની પ્રાર્થના કરી, શુ થાય છે તેની સ્વસ્થપણે વાટ જોતાં બેસવું, એ મારુ કામ છે.

દિનાર્બસ પોતાને કામે ચાલ્યો ગયો. આગળ શુ થશે એની ફિકરમાં રાજકુંવરી સ્તબ્ધ હતી, એટલામાં પેકયુઆ પણ તેની પાસે આવી અને તેના પગ જોરથી પકડી મોટેથી રોઈ કહેવા લાગી, 'બાઈસાહેબ! મારી આખી જીંદગીમા આજનો દિવસ ઘણો ભયંકર ગુજર્યો છે. મને આરબોએ પકડી હતી! તમને મારા જેવુ દુ ખ પડ્યું નહિ, એથી જ હું સમાધાન માની લઉ છુ. પરંતુ હાય! હાય! આજ હબસી દેશના રાજાની કન્યા લુટારુઓના હાથમાં સપડાઈ છે અને રાજપુત્રપર એ દુષ્ટ લોકો હુમલો કરે છે, એ જોવાનું મારા નસી-બમાં લખેલુ છે. કોણ જાણે કયા પ્રતિકૂળ ગ્રહસંજોગથી આપણે આ કિલ્લામાં આવ્યાં!'

રાજકુંવરી સ્વસ્થ અંતઃકરણ કરી બોલી; 'પેકયુઆ! થોડા સમય પૂર્વે આ ઠેકાણું તને અતિશય ગમતું હતું તુ આનદથી ચારે તરફ જોતી અને ઉલ્હાસથી વાતચિત કરતી હતી. આખો વખત લોકોની સાથે વાતચિતમાં તારું મન ગુથાયલું રહેતું હતુ, તેથી મારા તરફ પણ તું દુર્લક્ષ કરતી. મને લાગે છે કે, હમણાં તને જે ભય લાગે છે, તે મારે માટે કિવા રાજકુંવરપર જે સંકટ આવ્યું છે

તેને માટે નથી, પરતુ જેના સમાગમથી તને સુખ થતું હતુ, તે નષ્ટ થશે તેને માટે છે.'

પેકયુઆ—બાઈ સાહેબ, આપ જો આપની દાસી એવી મારાપર અવકૃપા કરો તો મારે શરમથી નીચું મ્હોં કરવું જોઇએ. પછી તો હું પહેલાં જેવી એ કોડીની હતી તેવી થઇશ. પરતુ મારા અંતઃકરણમાં નિકાયાને માટે જે સન્માનયુક્ત પ્રેમ ભરેલો છે, તે ઓછો થયો છે, એમ કહેવાને શુ કારણ છે? મારી વર્તણુકમાં ફેર થયો છે એમ મને તો જણાતું નથી. ઈમ્લાક્ અને ખગોળવેત્તા સાથે વાતચિત કરતાં આપને જે ઉલ્હાસ થતો હતો, તે અહિ આવ્યાથી શું ઓછો થયો છે? અહિ અનેક પ્રકારના ચમત્કાર નજરે પડતા નથી, માટે અહીં પ્રસંગોપાત ન્હાની મ્હોટી સર્વ બાબતમાંથી આનંદ મેળવવા તમે જ કહ્યુ હતુ ને!

થોડો ગુસ્સો ઓછો કરી રાજકુંવરી બોલી, 'પણ તું અમાલ્ફિસના છોકરા સાથે એટલી બધી વખત વાતો કરતી કેમ બેસી રહે છે? તું શાણી અને સદ્‌ગુણી છે, તેથી કોઈ તારી ચાડી કરતું નથી; તોપણ અમાલ્ફિસનું સભ્યતાપૂર્વક ડહાપણભર્યું બોલવુ અને ઇમ્લાક્ અને ખગોળવેત્તાના ઉલ્હાસયુક્ત અને ઉપદેશપૂર્ણ ભાષણના કરતાં તે તરુણ સરદારનું ભાષણ શામાટે તને વધારે ગમે છે?

પેકયુઆ—બાઈ સાહેબ! કિલ્લામાંના બીજા માણુસો કરતાં દિનાર્બસની સાથે હું વધારે વખત ભાષણ કરું છુ, એમ મને લાગતું નથી. પરંતુ તમે જો હુકમ કરશો તો આજથી તેની દૃષ્ટિએ પણ હું પડીશ નહિ અને તેમ થાય તો તેને માટે મને ખોટું પણ લાગશે નહિ. પરંતુ (કિંચિત્ હસીને) બાઈ સાહેબ! આ દાસીપર ગુસ્સે થયા વિના બોલવાનું કહો, તો હુ ખરું જ કહું છું કે, રાજકુંવર અને ઇમ્લાકને લાગે છે તેમ મને, દિનાર્બસના ભાષણમાં વિશેષ આશ્ચર્ય લાગતું નથી. એક વિષયપર મનોવેધક સંવાદ ચાલતો હોય તો વચ્ચોવચ્ચથી તેનુ ચિત્ત તે વિષયપરથી ઉઠી જઈ તેની દૃષ્ટિ તમારી

તરફ વળે છે. બાઈ સાહેબની અપ્રતિમ મનોહરતા હું સારી પેઠે જાણું છું અને તે વિફળ થશે એમ તેના મનમા કદાચિત્ નહિ આવતું હોય, છતાં મર્યાદાથી જે મનોરથ તેણે પોતાના મનમાં દાબી રાખ્યો છે, તે મને જણાતા તેની દયા આવે છે. આપણી સ્ત્રીઓમાં જે સ્વાભાવિક ગર્વ છે, તે કદી પણ જનારો નથી જ. દેવની પ્રતિમાને ફૂલ ચઢાવીને તેના આગળ ધૂપ બાળે છે, તે જેમ કર્તવ્ય છે તેમ સ્ત્રીના મનમાં જે ગર્વ રહેલો છે, તે એક સામાન્ય ગુણ રૂપેજ છે. એમાં કાંઈ વિશેષતા નથી.

પોતાની પ્રિય પેકયુઆનું આ ભાષણ રાજકન્યાને ખરું લાગ્યુ અને તેના પર પહેલાના જેવો તેનો પ્રેમ બેઠો. પરતુ તેણે તેનો ઘણો જ દોષ કાઢ્યો. મારી સમજફેરને લીધે તેને ઘણું ખોટું લાગ્યું નથી, એમ પેકયુઆના કહેવાથી તેને આનંદ થયો, પણ તે પોતાના અતઃકરણને દોષ દેવા લાગી. તેને ખરા મનથી એમ લાગ્યુ કે, આપણે મોકલાવેલો દૂત આવે તો ઠીક, કારણ કે તે આવ્યા પછી આપણે ચાલી જઇશુ; એટલે જે જે બીના અહિ બની છે, તે સર્વ વિસારે પડશે.

---

## પ્રકરણ ૬.

### રાજકુંવરીને ખરું દુઃખ પ્રાપ્ત થયું.

નિકાયાએ એવો સકટનો પ્રસંગ કદી જોયો ન હતો. તે નીચુ જોઈ બેસી રહી હતી. પેકયુઆને શો ઉત્તર આપવો, તે તેને સૂઝે નહિ. એટલામાં શોકથી ગાંડી થયેલી જીલિયા ત્યાં આવી. તે હૃદયદ્રાવક સ્વરથી થોડીવાર રડી પછી ધબ લઇને પ્રેતની માફક નિશ્ચેષ્ટ જેવી જમીનપર પડી. પેકયુઆ તેનુ સાંત્વન કરવા દોડી ગઈ. નિકાયાથી તે જગાએથી ખસાયું નહિ. તે માત્ર ઉંચું જ જોવા લાગી. ભયથી તે દિગ્મૂઢ જેવી બની ગઈ હતી. જીલિયાને દુ ખનું કારણ પૂછતાં તેને

ભય લાગતો હતો. એટલુ જ કહ્યા પછી નાના પ્રકારની હજારો ખરાબ કલ્પના તેના મનમાં આવવા લાગી અને રાસેલાસ તથા દિનાર્બસનું કોણ જાણે શું થયું હશે, તેને માટે તે ફિકર કરવા લાગી.

પેકયુઆના સાંત્વનથી જીલિયા કંઈક શુદ્ધિમાં આવી ત્યારે તે ફરીથી દુઃખની મારી રડવા લાગી, અને બોલી, 'નિકાયા! અતિશય ભયંકર સમાચાર જણાવવાનું મારે નસીબે આવી પડયું છે; પરંતુ તારું દુર્દૈવ મારા કરતાં ઓછું છે. તારા ભાઇને મિસર દેશના લોકોએ કેદ કર્યો છે પરંતુ દિનાર્બસ તો મોતના પંજામાં પડ્યો છે. અત્યારે તેનો પ્રાણ પણ કદાચ ગયો હશે! હાય તેને જીવતાં મળી લેવાનું મારા નસીબમાં નથી. મેં તેને જોયો ત્યારે તેના આખા શરીરપર ઘા ઘા થઈ રહ્યા હતા. તે કેવળ બેશુદ્ધ હતો જોકે તેના અને તારા ભાઇના પરાક્રમથી કિલ્લાનું રક્ષણ થયું છે, પરંતુ અમારા રક્ષણને માટે તેઓ તેમના ભોગ થઈ પડ્યા. શત્રુઓનો પુષ્કળ નાશ થયો અને તેઓ નાસી ગયા.' જમીનપર પછાડ ખાઈ તે ફરીથી બોલવા લાગી; 'મારે શા માટે શોક કરવો જોઇએ? પરમેશ્વર! તુ કૃપાળુ છે. પણ ખરું તો તો મારા બાપને અતોનાત દુઃખ થયું છે, છતાં તે જીવતા રહ્યા છે. પ્રિયપુત્ર દુશ્મનનો ભોગ થઈ પડ્યા પછી વિજય પ્રાપ્ત થયો તેમાં શુ! હવે તો આ હતભાગ્ય જીલિયા શિવાય તેમનું સાંત્વન કરનાર કોઇ નથી! હું જલદીથી જઈ, તેમને જોઈ તેમના દુ.ખનું ઉપશમ કરવા પ્રયત્ન કરું. પણ હા! હું વિસરી. તેમણે જ મને અહી રહેવાનો હુકમ કર્યો છે. હું તે દુઃખકારક દેખાવ જોવા જઇશ, તે તેમને ઠીક લાગશે નહિ.'

એટલામાં ઇમ્લાક્ ત્યાં આવ્યો. તે આગળ આવ્યો અને પ્રસરેલી ભયંકર બાતમી ખરી છે એમ કહ્યું. તેણે સોગન ઘાલી નિકાયાને સ્વસ્થ બેસવા કહ્યું. પણ તે નિરાશ થઈ ચિત્રની માફક સ્તબ્ધ થઈ ગઈ હતી. તેણે ઇમ્લાક્ અને પેકયુઆ બેમાંથી કોઇને જવાબ આપ્યો નહિ. આખરે જીલિયાની તરફ જોયુ અને તેને બાઝી પડી, દડદડ રડવા લાગી.

થોડીવાર પછી સ્વસ્થ થઈ ઇમ્લાક શુ કહેતો હતો, તે લક્ષપૂર્વક સાંભળવા લાગી. તે બોલ્યો; 'શત્રુએ હૂમલો કર્યો ત્યારે અમાલ્ફિસ અતિ ધૈર્ય સાથે તેમની સામે લડવા ગયો. શત્રુનાં પુષ્કળ માણસો સીડી લગાડી કિલ્લાપર ચઢી આવ્યાં હતાં. પણ થોડો સમય સ્હામસ્હામી ભારે ઝપાઝપી થયા પછી તેઓ ન્હાસી છૂટ્યાં; ત્યારે દિનાર્બસ અને રાસેલાસ પોતાના સ્વાર લઈ તેમની પાછળ દોડયા. પરંતુ કિલ્લાની નીચેના મેદાનમાં ગયા પછી દુસ્મનો દાત પીસી પાછા ધસ્યા અને જીવની પરવા કર્યા વગર લઢવા લાગ્યા. આપણા બન્ને વીર પણ અપ્રિતમ ધૈર્યથી લઢ્યા. પરંતુ છેવટે દિનાર્બસ જખ્મી થઈ ઘોડા ઉપરથી નીચે પડ્યો ત્યારે તેનાં માણસો રણાંગણમાંથી તેને લઈ ભાગ્યા. આ જ સમયે રાસેલાસ લઢતાં લઢતાં નીચે દુશ્મનોની હારમાં જઈ પડ્યો ને તેઓ તેને કેદ કરી ચાલવા લાગ્યા. બાઈ, આ દુઃખમાં પણ સમાધાન માનવાનું છે, કારણ કે તારો ભાઈ હજી સુરક્ષિત છે. મિસર દેશના લોકો ક્રૂર નથી. તે લઢાઇમાં કેદ પકડાયલા માણસનાં હાલ હવાલ કરશે, એમ લાગતું નથી.'

રાજકુંવરી બોલી, 'ભાઇનું રક્ષણ કર્યાં માટે ઈશ્વરનો હું ઉપકાર માનું છું, પરંતુ તે બંદિવાન થયો છે અને જીલિયા અને તેના પિતાનું દુઃખ મારી આગળ છે ત્યાં સૂધી મને સ્વસ્થતા આવશે ખરી કે? તમે સજ્જનો અમાલ્ફિસની પાસે જાઓ. તેને દુઃખસાગરમાં એકલો રહેવા દેવો યોગ્ય નથી.'

---

## પ્રકરણ ૭.

## દુરાચરણની ટેવ-વલણ છોડી દઇ શકાય છે.

આગળ કહ્યા પ્રમાણે વિજયી પક્ષનાં માણસો દુ:ખમાં ડૂબી ગયાં હતાં ત્યારે પરાજિત થયેલા લોકો ગભરાઇને પોતાના દેશ તરફ ચાલી નિકળ્યા હતા. રાસેલાસ ધૈર્યવાન્ અને વિદ્વાન્ હોવાથી તેને પોતાની

સ્થિતિને માટે આશ્ચર્ય વા ખેદ કંઈ થયો નહિ. કારણ લડાઇમાં એમ થવું, એ સ્વાભાવિકજ છે, એ તે જાણતો હતો. શત્રુઓ ભાગ્યા, એ જોઈ તેને આનંદ થયો, પરંતુ પોતાના પક્ષનો વિજય થવા છતાં તેનાથી પ્રાપ્ત થતો આનંદ જોવા પોતાની મંડળીમાંનું કોઈ પાસે ન હતુ, તેથી તેને માઠું લાગ્યું. છતાં દૈવયોગે આપણને જે સ્થિતિ પ્રાપ્ત થાય તે ભોગવવી જ જોઇએ, એમ માની તે સ્વસ્થ બેઠો. યુદ્ધમાં ગુથાયલો હોવાથી દિનાર્‌ઞસનું શું થયું, તેની તેને ખબર નહતી, છતાં તેને કંઈ નુકશાન થયું હોવું જોઇએ એમ તેને લાગ્યું. કારણ એમ કંઈ ન થયુ હોય તો તે તેની દૃષ્ટિએ પડ્યા વગર રહ્યો ન હોત અને લોક પણ ન્હાસી ગયા ન હોત. રાસેલાસ ન્હાસી ન જાય, માટે રસ્તામાં ચાલતાં પણ તેની સાથે ચાર સ્વાર ચાલતા અને રાત્રે પણ તેના તંબુની આસપાસ ખડો ચોકી પહેરો રહેતો. શત્રુનું સૈન્ય મિસર દેશની આ બાજુએ આવ્યા પછી તેને જરા વધારે સ્વતંત્રતા મળી. સૈન્યના માણસો સાથે બોલવાની છૂટ મળી. જ્યારે તે કેરો નગરમાં હતો ત્યારે તેના ઇષ્ટમિત્ર થયલા એવા કેટલાક તરુણ માણસોને તેણે ઓળખ્યા. રાસેલાસને જોઈ તેમને આનંદ થયો. કારણ તે તેમની મંડળીમાંથી એકાએક ચાલી ગયો હતો અને તેમને તેણે જે ઉપદેશ કર્યો હતો, તેનું સ્મરણ સુદ્ધાં તેમને ન હતું.* તેમની મુલાકાતથી રાસેલાસને ઠીક લાગ્યું નહિ. તે બોલ્યો; 'જે માણસોમાં રહેવાથી અડચણ થાય છે અને જીવને ત્રાસ થાય છે, તેવા માણસોની સાથે રહી શું કરવુ? આ જગતમાં અનેક ચમત્કાર જોવાનો આરંભ કર્યો ત્યારથી જ આ તરુણ મિત્રોનું ઠઠ્ઠા મશ્કરીનુ બોલવું અને અવિચારી ઉલ્હાસીપણું મને ગમતુ નથી. આટલા દિવસથી તેમનું વર્તન મને ખરાબ લાગે છે, અને તેમની ગમ્મત અર્થ વગરની છે, એવી મારી ખાત્રી થયેલી છે છતાં હવે તેમની મંડળીમાં શી રીતે હું બેશી શકીશ?'

તેઓએ તેનો સત્કાર કર્યો, છતાં ઉપરની બાબત તેના મનમાં આવવાથી તેણે તેમની સાથે ઉદાસીનપણાથી વાત કરી અને

* રાસેલાસ પ્રકરણ ૧૭

તેમની સાથે વાતચિતનો વિશેષ પ્રસગ ટાળવા લાગ્યો. મનને દુઃખ થયું હોય, છતાં જેને લોકોની સાથે બોલવા કરવાની ટેવ છે, તેને વાતચિત કરવાને કોઈ પણ મનુષ્ય જોઇએ. આથી તેનું મન ખિન્ન હોવા છતાં તેને લાગ્યું કે, વાતચિત કરવાને કોઈ પણ સોબતીની આવશ્યકતા છે. આ લોકોની સગતિ કરવી, એ તેને સારું લાગતુ નહિ અને તેને તેમનું ભાષણ પણ પ્રિય લાગતું હતું નહિ. પરતુ એકલા બેસી રહેવાથી તેના મનમાં નાના તરેહના વિચાર આવતા, તેથી તેને તેમની મડળીમાં જવાની જરૂર પડી. તેઓ હમેશા સ્હેનથી મોજમજા મારતા અને યથેચ્છ આચરણ કરતા છતાં પણ તેમાંના કેટલાકમા આબરુની બીક, ખરાપણુ ઇત્યાદિ ગુણ હતા અને તેઓ યથેચ્છ આચરણથી બગડ્યા ન હતા. આ ગુણ તેણે જેમનામા જોયો, તેની તેને મોટી દયા આવી અને તેને તેમની યોગ્યતા પહેલા કરતા વિશેષ લાગવા માંડી. તેને જણાઈ આવ્યુ કે, પ્રથમ કડપમા વાતચિત કરી અને ડહાપણથી મીઠી વાત કરવામાં કઈ ફળ નથી આમ તેને લાગ્યુ. આથી સૌમ્યપણાથી તે સફળ થાય તેવા ઉપાય યોજવા લાગ્યો તેમના ઉલ્હાસીપણાનાં વખાણ કરી, ધૈર્ય અને ક્રોધ, સ્વાભિમાન અને સદ્ગુણનો ગર્વ, વેર વાળવું અને ફોકટનો ડોળ ઘાલવો, ઔદાર્ય અને ઉડાઉપણું, મમતા અને લાડ એ વચ્ચેનું અતર તેમને શિખવ્યુ. તેમના ભિન્ન સ્વભાવ અને વર્તણુક જોઈ તેને એમ જણાયું કે, જેઓ વધારે બગડેલા મને લાગે છે, તેમાના સારા માર્ગમા પાછા ન આવે એવા તો થોડા જ છે. વળી તેમના સોબતીના દોષને લીધે તેઓની પોતાની બાબતમાં જે વિચાર બાધ્યો, તે મારી સમજ ફેર થઈ છે. વળી તેને એ પણ જણાઈ આવ્યુ કે, ગુરુની માફક મોટાઇથી ઉપદેશ કરવાથી તેઓ મશ્કરીમા ઉડાવે છે; પરતુ એ જ ઉપદેશ મિત્રની માફક કરીએ તો તેઓ કાન દઇને સાંભળે છે અને તેમને ગળે ઉતરે છે. આ વિચારથી તેઓના વર્તનમા જે સારુ ભાસતુ, તેના તે વખાણ કરતો અને તેમની નિર્દોષ પ્રતિષ્ઠિત રીતની ગમતમાં ભળતો.

આથી તેમનાં ખરાબ વર્તન કહેવાથી, કિવા તેમના દુરાચરણના કૃત્યમા સામેલ ન થવાથી તેમને ગુસ્સો આવતો નહિ. ચિત્ત દઈ કામ કરવાની ટેવ ન હોવાથી તેમને શિખવવું ઘણું કઠણ હતુ. નવિન બાબત સર્વને પ્રિય હોય છે, તેથી કંઈ ગંમત છે એમ કહી રાસેલાસ શિખવતો, તે તેઓ કાન દઇને સાભળતા; અને તે સારી છે એમ ખાતરી થાય તો આસ્થાથી શ્રવણ કરતા. વળી જેઓ સારે રસ્તે લાગે તેવા નહોતા એવા તેને લાગતા હતા, તેઓ પણ યુક્તિ-પૂરઃસર વાત સાભળી, કિવા બીજાને જોઈ, પોતાનું દુરાચરણ છોડવા લાગ્યા. તેથી આપોઆપ તેઓમા સુધારો થવા લાગ્યો. ઘણાને સારું લાગે, તે પ્રમાણે વર્તવું એમ તેમને લાગવા માડ્યું હમણા પ્રાપ્ત થયેલી સ્થિતિ ન મળી હોત તો આ સોબતીઓના આચરણમા ફેરફાર કરી શક્યો તે, ન થઈ શક્યો હોત, એ વાત મનમાં આવતા તેને સખેદાનંદ થયો. કેદમા હતો ત્યારે મેં આ રીતિએ શા-માટે કામ કર્યું નહિ? હું ત્યાથી નિકળ્યો ત્યારથી મારા સોબતીઓ-એ જે જે દુરાચરણ કર્યાં હોય, તેને માટે હુ જ દોષવાન્ છુ, એમ તેને લાગવા માડ્યુ. જેઓએ મનુષ્યોને સદાચરણ તરફ વાળવા હોય, તેઓએ મનુષ્યોના અતઃકરણ જાણવાનો અભ્યાસ કરવો જોઇએ. માત્ર હઠને લીધે નહિ, પણ અણસમજણને લીધે જેઓ સન્મા-ર્ગથી દૂર રહ્યા હોય, તેમની સાથે મમતાથી વર્તવુ જોઇએ. ધીમે ધીમે તેમના અગમા ઉત્સાહ આણવો જોઇએ. જે મનુષ્ય પુષ્કળ દિવસ અજ્ઞાનાંધકારમાં છે, તેની દૃષ્ટિજ્ઞાનના પ્રચડ પ્રકાશથી આજી નાંખવી જોઇએ નહિ. પ્રથમ મમતાથી અને ઉપકારથી તેમનાં મન સત્ય તરફ વાળવાં જોઇએ. કદિ કદિ તેમના કહેવા પ્રમાણે વર્તવુ જોઇએ. જે માણસના હાથે અપરાધ થયો ન હોય, તેને એકદમ ખરી વાત કહીએ તો તે કબૂલ કરે છે દયા ન દાખ-વતા એકદમ અપરાધ તેને માથે નાખીએ તો તે પશ્ચાત્તાપ કરી નિરાશ થાય, માટે એકદમ એવુ કરવું ઠીક નથી. હવે પછી મારે કોઇને ઉપદેશ કરવાનો હશે તો કપાળે હાથ મૂકી ખરાબ મ્હોં કરી

તેની તરફ જોઇશ નહિ. પોતાના સદાચરણના ઉદાહરણથી અને મમતાથી લોકોને સજ્ઞાન કરવા હું યત્ન કરીશ.

---

## પ્રકરણ ૮.

### ગામડામાંના લોકોપર આવેલા દોષનું નિવારણ.

મિસર દેશની ફોજ જે જે પ્રાંતમાં ગઈ, તે સર્વ સ્થળના લોકો અને સૈન્યના લોકો વચ્ચે અતિ સ્નેહભાવ છે, એમ રાજકુંવરને જણાયુ. કારણકે ગામડાના લોક તેમની સંપત્તિ જે ઢોરઢાંખર, ખેતરવાડી અને તેનાથી ઉત્પન્ન થતા પદાર્થ ફળ, ફૂલ, દૂધ વગેરે સૈન્યનાં માણસોને ભેટ આપતા. તેઓ સૈન્યના લોકનું પ્રેમભાવથી આદરાતિથ્ય કરતા. તેઓને ઉપયોગી હકીકત કહેતા અને જગલમાંની આનંદદાયક વાર્તા કહી તેમને રીઝવતા. આ ખેડુતોમાના કેટલાકની કુશાગ્ર અને ઉડી બુદ્ધિ જોઈ રાસેલાસને આશ્ચર્ય લાગ્યું. તેઓમાના એક વૃદ્ધ ખેડુતને તેણે કહ્યુ; 'નાઇલ નદીના ધોધ આગળ જે ખેડુતો રહે છે, તેના કરતાં તમે કેવા જૂદા જણાઓ છો? ગામડાના લોક સદા ભોળા અને સંતુષ્ટ હોય છે, એમ પ્રાચીન કાળથી સર્વ દેશના લોકો કહે છે,' માટે હું તેમને ત્યાં તેઓને જોવા ગયો, પણ ત્યાં મને તો નિરાશા થઈ તેમને પોતાની સ્થિતિને માટે ઘણું ખરાબ લાગતુ. શ્રીમાન્ લોકની તેઓ ઇર્ષા કરે છે. તેઓ શરીરે બળવાન્ અને અશિક્ષિત છે. તેઓથી સર્વોપયોગી કંઈપણ કામ થતુ નથી. તેઓને દરબારી લોકની રીતભાત માલમ નથી, એટલું જ નહિ, પણ કોઈ આવ્યા ગયાનો આદર સત્કાર કેમ કરવો, એની પણ ખબર નથી. તમારે ત્યાં એથી ઉલટો પ્રકાર જોવામાં આવે છે. કવિઓએ કરેલું વર્ણન યથાર્થ છે, એવી તમે મારી ખાતરી કરી છે. તેઓએ વર્ણન કરેલાં ગામડાંનાં સુખ અને શાંતિ એ પૃથ્વીમાં સઘળે ઠેકાણે નથી, પણ કોઇ કોઈ ઠેકાણે છે, તે જોઈ મને આનંદ થાય છે.

ખેડુત—મહારાજ, તમે કહો છો તે ફળદ્રુપ મુલકમાં હું ન્હાનપણમાં રહેતો હતો. તરુણપણાની સાધારણ ઉલ્હાસ વૃત્તિને લીધે મારી સમજ ફેર થઈ હોય તો કોણ જાણે ! બાકી એટલું તો હું તમને કહું છુ કે, ત્યાંના સેવકો અમારી માફક હોશિયાર અને લોકોનો આદર સત્કાર કરનારા છે; એટલું જ નહિ, પણ મને લાગે છે કે, આ ગુણ તેમનામાં અમારા કરતાં વધારે હોવો જોઇએ. ત્યાંની સ્વચ્છ હવા, લીલી સુદર વનશોભા, તે ઉદકજનનીની* કાંઠાપરની ઝાડીમાં રહેનાર નાના પ્રકારનાં પક્ષી, ઇત્યાદિ ઈશ્વિરના પ્રભાવનાં અને કૃપાનાં ચિન્હો છે તેના યોગે તેમનાં અંત કરણ ઉદાર અને તમે કહો છો તે સર્વ દોષ વિનાના, એટલે કે નિર્મળ થયેલાં છે. પરતુ મહારાજ ! મોટા લોકો ખેડુતપર જુલમ ગુજારે છે, તેથી તેઓ કચવાટ કરે છે. તમારો પોશાક અને બોલી ચાલીથી મને લાગે છે કે, તમે પણ કોઈ એક મોટા સરદાર છો. તમારા જેવા લોકો અમારાપર જૂલમ કરનાર હોય છે, એમ તેઓને લાગે છે. કારણ કે તેઓ આવે છે ત્યારે ખેડુતોએ ઉત્પન્ન કરેલી વસ્તુઓ લૂટવી, કિંવા મૂર્ખપણાને ફાવે તેમ વર્તવુ, એમ કર્યાં વગર રહેતા નથી. આથી કરીને સરદાર લોકો વિષે ખેડુતોના મનમાં તિરસ્કાર ઉત્પન્ન થાય છે. ખેડુતોની સમજણ શ્રીમંત લોકોના જેવી હોય, એમ કેમ સંભવે ? એઓની સમજૂતી અને રીતભાત તમારે જાણવાં હોય તો શ્રીમતાઇને લીધે અમે મોટા છીએ, એ જે તમને લાગે છે, તે મનથી કાઢી નાંખી, તેમની માફક રહેવા લાગો. એમ કરવાથી તમને લાભ થશે, એમ હું કહી શકતો નથી; પરંતુ એટલું તો ખરું કે, ગામડાના લોકનું વર્ણન કવિઓએ કર્યું છે, તે કદાચિત્ અલંકારિક હશે, પણ કેવળ કલ્પિત નથી એવું જે હમણાં તમને લાગે છે તેની ખાતરી તમને થશે. અમારી માફક ગરીબાઇથી રહેવાથી નિષ્કપટપણું અને સાદાઈ, એ બે ગુણ અમારામાં છે, તે તમારા જેવાએ દુર્લક્ષ કરવા જેવા નથી, એમ તમને જણાશે. જે

* નાઇલ નદી.

સૈન્યના સિપાઇઓ અમારી માલમતાને હાથ લગાડતા નથી, તેઓ સાથે મમતા રાખવી, એ અમને ઉચિત છે. તેમની ભલાઇને માટે અમે કૃતજ્ઞ થઈ તેઓને જેની જરૂર હોય તે આપીએ છીએ. તેમની પાસે પૈસા હોય તો તે બદ્દલ અમને ખોટુ લાગતું નથી. કારણ કે અમારા કરતા તેઓ વધારે શ્રમ કરી, તેઓએ તે પૈસો મેળવેલો હોય છે વળી તેમના વગર અમારાં ખેતરો સુરક્ષિત રહે નહિ, એ અમે સારી પેઠે જાણીએ છીએ. મોટા લોકોની સાથે ઉદ્ધતપણે વર્તવા માટે અમને દોષ દેતા નહિ. એથી ઉલટુ આ એક ગુણ છે, એમ જાણવું જોઇએ. જુલમી રાજ્યમાં સર્વ લોક ગુલામ છે એ ખરુ, છતાં જે મનુષ્ય પોતાના સમયનો અધિક ભાગ ખેતરમા ગુજારે છે, જેને મનુષ્ય સિવાય પૃથ્વીપરના સર્વ પ્રાણી સ્વતંત્ર ભાસે છે, જેને રાજા તરફથી કંઈ ફાયદો થતો નથી, કેવળ તેઓના જુલમને લીધે તેઓ રાજા છે એમ જે સમજે છે એવા માણસને મહાન્ શ્રીમાન્ સરદાર, એ પોતાના શત્રુરૂપ છે એમ ન લાગવું એ કઠણ છે. અને એ લાગે તે બહાર ન દેખાડતાં મનમાંને મનમાં રાખવું, એ અધિક કઠણ છે અને તેમ કરવાનુ તેમને કારણ પણ નથી. આપણાથી મોટા છે, તેમના તરફ દુર્લક્ષ કરવુ એમા કંઈ ખરાબપણુ છે એમ નથી સૈન્યના લોકોને શાની ગરજ છે તે જોઈ, અમે તેને માટે તજવીજ કરીએ છીએ. અમારી પાસે હોય તે અમે તેમને આપીએ છીએ. એમ ન કરીએ તો અમે ક્રૂર ખરા. તેઓ પોતાની ગરજને લીધે અમારી સાથે સલુકાઇથી વર્તે છે. અમારે પણ તેથી તેમની સાથે ઐક્યથી વર્તવુ જોઇએ. અમે અમારી વાત તેમને કરીએ છીએ, અને તે કહે છે તે સાભળીએ છીએ. આ પ્રમાણે અમે પરસ્પરને ઉપયોગી થઈ પરસ્પરને સતુષ્ટ કરીએ છીએ, પરંતુ જ્યાં એવી સ્થિતિ નથી ત્યાં એકાદ મનુષ્યનો કિંવા લોકસમુદાયનો ખરો સ્વભાવ તમને શી રીતે જણાય ?

---

# પ્રકરણ ૯.

## રાસેલાસ બંદીખાને પડ્યો.

કેટલાક દિવસ પછી સર્વ સૈન્ય એક મોટા વિસ્તીર્ણ મેદાનમાં આવ્યું. આ મેદાનની નાની ટેકરીઓ હતી તેથી તે રમણીક લાગતુ હતુ. ત્યા સૈન્યના જનાવરોને માટે પુષ્કળ ચારો હતો. ઝરામાં પુષ્કળ પાણી હતું અને છાયાવાળી ઝાડી પુષ્કળ હતી કેટલાક દીવસ ત્યાં તેઓએ મુકામ કર્યો. જેઓએ સારી સેવા બજાવી હતી, તેઓને ઇનામ આપી તેમ જ જેઓએ ગુન્હા કર્યા હતા તેને સજા કરી, પુષ્કળ દિવસ ખાવાપીવામાં અને મોજમજામાં કાઢ્યા. આ મિસર દેશના સૈન્યની સાથે આરબ લોકો આવ્યા હતા. તેઓને આ સ્વારીથી કંઈ લાભ થયો નહતો. એથી તેઓને લાગ્યુ કે, વ્યર્થ સમય ગુમાવવામાં કઈલાભ નથી. તેઓના પૂર્વના રિવાજ પ્રમાણે ન્હાની ન્હાની ટોળી કરી લૂંટ-ફાટ કરવા જવાને માટે સૈન્ય છોડી જવાનો નિશ્ચય કર્યો. પણ જતાં પહેલા તેઓએ લૂંટનો અને શત્રુ તરફથી કેદ કરેલા માણસોનો ભાગ માગ્યો. મિસર દેશના લોકોએ કેટલાક દિવસ રહી જવા આગ્રહ કર્યો, પણ તેઓએ માન્યું નહિ. આખરે તેમના કહેવાનો સ્વીકાર કરવો પડ્યો. કેદ પકડેલા માણસોમાંથી સારા સારા માણસો તેમને આપવા પડ્યા, એટલું જ નહિ પણ તે શિવાય પુષ્કળ મૂલ્યવાન્ પદાર્થ તેમને આપવા પડ્યા તેઓએ તે આપતાં ભારે બડબડ કરી, પરંતુ ના કહેવાય તેમ ન હતું. અશકત અને આળસુ મનુષ્યોની સાથે પ્રસંગ પડે તો બળવાન્ અને ઉદ્યોગી હોય, તેમને એ પ્રમાણે ફાયદો થાય છે.

લડાઇના કેદીઓના ભાગ પાડ્યા ત્યારે આરબ લોકોમા જે મુખ્ય હતો તેને ભાગ રાસેલાસ આવ્યો. તે તરુણ, સુદર અને અનેક ભાષા જાણતો હોવાથી તે આરબને પણ સારી બક્ષિસ મળી એમ લાગ્યુ. કેરો શહેરમાં ગુલામના બજારમાં તેને વેચવાનો વિચાર હતો. પરંતુ હમણા તેને ત્યા લઈ જવાથી રસ્તામાં કોણ જાણે શું થાય! એમ

લાગવાથી બે વિશ્વાસુ નોકરનો પહેરો રાખી એક દુર્ગમ પર્વતના શિખરપરના એક કિલ્લામાં તેને પૂર્યો અને આવતા મહિનામાં પાછો આવીશ એમ કહી ચાલી નિકળ્યો. તે બે પહેરાવાળામાંનો એક વારાફરતી ડુંગરની નીચે જઈ પોતાને માટે અને રાસેલાસને માટે ખાવાનું લઈ આવતો. પરંતુ તેના માલેકના કહેવા પ્રમાણે કેટલાક દિવસ સૂધી રાસેલાસની સાથે એક શબ્દ પણ બોલ્યો નહિ.

આ સમયે રાસેલાસનું સર્વ તત્વજ્ઞાન એક તરફ લાગ્યુ હતુ. તે દિવસે દિવસે ઘણો અધિરો થતો ગયો. કિલ્લા તરફ જતાં રસ્તામાં અને ત્યાં ગયા પછી તેણે ભારે ગડબડ કરી. તે નાસી જવાનો યત્ન કરશે, એમ લાગવાથી પહેરાવાળાને તેના પર કરડી નજર રાખવી પડી. શેઠ આવ્યા પછી તેના શા હાલ થશે, તેની તેને ખબર હતી. તે છતાં તે જલદી આવે તો ઠીક, એમ તેને લાગતું હતું. એક મહિનો કેવી રીતે જાય એમ તેને લાગતુ હતું. સર્વ દુઃખમાં ખરાબ દુઃખ તે પ્રતિબંધમા રહેવામાં છે એમ તેને લાગતું. એકાદ સ્નેહી ગામથી આવવાનો હોય તેની જેમ વાટ જોઇએ, તે પ્રમાણે એક મહિનો થયા પછી તે પોતાના શેઠની રાહ જોતો સૂર્ય ઉગે ત્યારથી તે અસ્ત થાય ત્યાં સૂધી તે બંદીખાનાની ખડકીમાં બેસી પોતાના શેઠના આવવાનો માર્ગ જોતો, ખાવાને માટે પણ મોટા જુલમથી તે ઉઠતો. ઘણા દિવસ સૂધી તે એવી સ્થિતિમાં હતો. પોતાનો શેઠ કયારે આવશે, એ એક જ બાબતમાં તેનું મન ગુંથાયલું હતુ. આ શિવાય બીજું તેને કંઈ સૂઝતુ નહિ. ભવિષ્યમાં કરવાની બાબતમાં નિરાશ થવાથી ભૂતકાળમાં કરેલી બાબતો મનમાં આણતો. પરંતુ ચિત્ત તેમાં લાગતુ નહિ. રાત્રે ઉંઘ પણ આવતી નહિ. તે પહેરાવાળાને કંઈ પૂછતો, પણ તે તેનો જવાબ પણ આપતો નહિ. છેવટે તે દિવાના જેવો બની ગયો; ત્યારે તે પહેરાવાળાને લાગ્યું કે, આથી શરીરને ઇજા થશે. તે વખતે તેણે રાસેલાસને કહ્યું કે, ઘણી વખત મારો શેઠ કહે છે તેનાથી ઘણો મોડો આવે છે. કારણ કે હૂમલો બરાબર ફતેહમંદ ઉતરે નહિ ત્યાં સૂધી તે આવતો નથી. કદાચિત્ તેને આવતાં પુષ્કળ મહિના લાગશે; એમ થયું તો તમને પહેરામાં રહેવા શિવાય બીજી કોઈ પણ પ્રકારની હાનિ કે ત્રાસ થશે નહિ.

# પ્રકરણ ૧૦.

## એકાંત વાસમાં સુખમાં રહેવાનો ઉપાય.

પહેરાવાળાના કહેવાથી રાજપુત્રને સાંત્વન થયું નહિ. એટલુ જ નહિ પણ એથી ઉલટું તેને દુ ખ થયુ. બંદિખાનામાં તેના સામાનમાં માત્ર સાદડી હતી. તે તે સાદડીપર નિરાશ થઈ પડ્યો. તે વખતે તેના મનમાં અનેક દુ ખકારક વિચાર આવવા લાગ્યા. તે બોલ્યો જે બાબતથી હું બ્હીતો હતો, જે ટાળવાને માટે હું હમેશાં પ્રયત્ન કરતો હતો, તે આખરે બની આવી. કેવળ એકલપેટાપણું અને આળસને કાઢવા માટે હું આનંદગુહામાંથી બહાર નિકળી, મે આટલાં દુ ખ સહન કર્યાં નહિ તો મને તેમ કરવાનું શું કારણ હતું. પરોપકાર કરી કીર્તિ સંપાદન કરવા માટે સદ્‌ગુણ અને જ્ઞાન પ્રાપ્ત કરવા શ્રમ કર્યો. તેનો હવે ઉપયોગ શો? હવે મારા વિચાર કોને જણાવવા? મારા ભાષણનાં હવે કોણ વખાણ કરશે? અને અધિક માહિતી કોણ આપશે? અતિ લોભને લીધે કદાચ આરબનો નાશ થશે તો હું અહિ છું, એની ખબર કોને પડશે, અને ઘણુખરું એમ થવાનો સંભવ પણ છે. કદાચ એમ થયું તો આ ભયંકર એકાંતવાસમાં મારે મરતાં સૂધી રહેવું પડશે; મારા દુ.ખનું ઉપશમન શાથી થશે? મારા પહેરાવાળાને મારું સાંત્વન કરવાની ઇચ્છા નથી. અને ઇચ્છા હોય તો તેમ તેનાથી થવાનું નથી. અહી એકાદ પુસ્તક પણ નથી, તેથી પૂર્વેના વિદ્વાન્ લોકોના વિચાર જાણવાનો માર્ગ પણ નથી. લખવાનું સાધન ન હોવાથી મારા વિચારનું પુસ્તક લખી, સમય વ્યતીત કરી, દુઃખને વિસરવાનું પણ સાધન નથી. બાહ્ય સામગ્રી અનુકૂળ ન હોય તો મનુષ્ય કેવો દુર્બળ છે!

ઉપર કહ્યા પ્રમાણે અને બીજા અનેક વિચાર રાસેલાસના મનનાં આવવા લાગ્યા. નિકાયાને માટે તેને ભારે ફિકર થવા લાગી. ઇમ્લાકનું સુંદર વક્તૃત્વ અને ખગોળવેત્તાના શાસ્ત્રીય સંભાષણની તેને યાદ આવી. એથી તેને જે સુખ પ્રાપ્ત થતું હતું, તે સાંભરી આવ્યું.

આ સર્વનુ સ્મરણ થતા તેનું મન ખિન્ન થયું. શિવાય વળી તેને લાગ્યું કે, દિનારખસ શૂર છે. કદાચિત્ તે લઢાઈમા પડ્યો હશે ? મારે માટે તેના પર આ પ્રસંગ આવ્યો એમ કેમ ન હોય ! જીલિયાનું સ્મરણ તેને રાતદિવસ થતું હતુ. પહેલાં જે સમયે તેની સાથે તેને મુલાકાત થઈ, તે વખતની સર્વ બીના તેની આંખ આગળ તરતી હતી. તેનાં હાસ્યની તથા તેનાં અશ્રુપાતની તેને વારવાર યાદ થઈ આવતી. તેની સાથે કરેલુ સંભાષણ તે એકલો પોતાના મનમા બોલી જતો. આથી તેને દુઃખ થતુ. પરંતુ તે પણ વિસરી જવાશે, એમ કરી તે સર્વ મોઢે કરવા યત્ન કરતો. તેને લાગતું કે, કદાચ આ સર્વ વિસરી ગયો તો જે સુખ છે તે પણ નષ્ટ થશે. કેટલેક દિવસે મારું સ્મરણ સુદ્ધાં કોઇને થતુ નહિ હોય, એવા વિચારથી તેને દુ,ખ થવા લાગ્યું. તેનું પોતાનુ સ્થાન તેના મિત્રોને શોધી કાઢવુ ઘણું કઠણ છે એમ તે જાણતો હતો, છતાં તેમની બેદરકારીનો વાક તે કાઢતો હતો.

ઉપર કહેલી સ્થિતિ પ્રમાણે આશરે પદરેક દિવસ રાસેલાસે ત્યાં કાઢ્યા. પ્રાપ્ત થયેલી સ્થિતિ પ્રમાણે રહ્યા શિવાય છૂટકો નથી, એમ તેને લાગ્યું. સૃષ્ટિચમત્કાર શિવાય બીજું કઈ તેની નજરે પડતુ નહિ. આથી તે તેનાથી આનંદ મેળવવા અને મનને રીઝવવા પ્રયત્ન કરવા લાગ્યો. એક દિવસે ભયંકર વાદળાં થઈ આવ્યાં, તે લક્ષપૂર્વક તે જોતો હતો. વિજળીના ચમકારા થતા હતા, તેથી એકાએક ઉજાસ થતો અને પછી તરત જ અંધારું થઈ જતુ. વાદળાંના ઢગેઢગ સરતા હતા. નીચેના પર્વતની મનોહારી શોભા વગેરે જોવામાં તે પોતાની સર્વ ચિતા વિસર્યો. થોડાક દિવસ પછી એક રાત્રે ઉત્તમ ચાંદરણુ ખીલી નિકળ્યું હતુ. એથી દશ દિશા સુશોભિત દીસતી હતી. આથી તેને જરા ઠીક લાગવા માંડ્યું. ચાંદનીની શોભા જોઈ તેને જે આનંદ થયો હતો, તેના વર્ણનની એક ન્હાની કવિતા રચી. જીલિયાને ઉદ્દેશી આ કવિતા તેણે રચી હતી. આ કવિતા ગોખીને મ્હોંએ કરવાને તેણે ઘણી

મહેનત કરી આથી બદિખાનામાં પડયા પછી તે જ દિવસે તેને સારી ઉંઘ આવી. બીજે દિવસે વાદળાનું વર્ણન ઇમ્લાફને ઉદ્દેશી લખ્યું. ચદ્ર અસ્ત થતા તારા વધારે પ્રકાશમાન દેખાય છે, એ જોઈ તેણે ખગોળવેત્તાને ઉદ્દેશી કવિતા બનાવવાનો નિશ્ચય કર્યો. બીજે દિવસે ચદ્રોદય થતાં આનંદથી ખડકીમાં જઈ બેઠો. આ સમયે જીલિયાનું ફરી તેને સ્મરણ થયુ. પહેલે દિવસે તેને ઉદ્દેશી કરેલી કવિતામા તેણે ફેરફાર કર્યો. તેમાં વનશોભાનું વર્ણન ઉમેર્યું તે દિવસે તેને સ્વસ્થતા લાગી અને નિદ્રા પણ ઠીક આવી. નિકાયાને ઉદ્દેશીને વળી કેટલીક કવિતા રચી. આ કાર્યમાં પડવાથી તેના મનમાં બીજા વિચાર ઓછા આવવા લાગ્યા આમ તે વર્તમાન સ્થિતિમાં સ્વસ્થ રહેવા લાગ્યો. કોઈ આવે તો જણાય, માટે કિલ્લાની ખડકીમાં જઈ બેસતો હવે તે તેમ કરતો નહિ. ઘોડાના પગરવનો અવાજ આવે, માટે વાયુ તરફ કાન દઈ રહેતો નહિ. નવીન પ્રાપ્ત થયેલી શાંતિ માટે અને મનનો જય કર્યા માટે તે પોતાના મનમા વખાણ કરવા લાગ્યો. આ પોતાના ગુણને માટે તેને આનંદ થઈ અધિક ધીરજ આવી.

---

# પ્રકરણ ૧૧.

## પ્રાપ્ત થયેલી સ્થિતિમાં સંતોષ માનવો.

રાસેલાસ પ્રાપ્ત થયેલી સ્થિતિમાં સંતોષ માનવા લાગ્યો એટલું જ નહિ પણ તેને લાગ્યુ કે, મારી સ્થિતિ ખરાબ છે એમ કહેવા કરતાં તે સારી છે એમ કહેવામાં હરકત નથી. તે કહેવા લાગ્યો, મનુષ્ય કેવો અવિચારી અને કૃતઘ્ન છે! ગુલામગીરી કરી હલકી સ્થિતિમાં રહેવા કરતાં મારી હમણાંની સ્થિતિ શું સારી નથી? એ ખરું છે કે, અનેક પ્રકારની મોજ મારી દષ્ટિએ પડતી નથી. મને મિત્રતાનું સુખ નથી, પરંતુ મંડળીમાં હોઇએ ત્યારે ઘણીવાર અપમાન

થાય છે. લોકો દ્વેષ અને ઇર્ષા કરે છે. આ સર્વ બાબતોના ત્રાસથી હુ દૂર છુ. મારે હાથે કોઇનું હિત થવાનો સભવ નથી તો કોઇનું નુકશાન થવાનો પણ સભવ નથી એ ઠીક છે. અહિ રહી હું મારા મિત્રોનું હિત કરી શકતો નથી તો એટલામાં જ સંતોષ માનું છું કે, તેમનું સંરક્ષણ કરતાં અને સ્વદેશની સેવા કરતાં મેં મારી પોતાની સ્વતત્રતા ગુમાવી છે. નિકાયા શાણી છે અને તેને અગે સહનશીલતા છે તેને મદદ કરવા અને યોગ્ય સલાહ આપવા તેની પાસે મિત્રો નથી, કિવા કહે તે પ્રમાણે વર્તવા તેનામાં સમજ નથી એમ નથી. ઇમ્લાક અને ખગોળવેત્તા, મારી સાથે પરિચયમાં આવ્યા પહેલાં તેમણે પુષ્કળ દિવસ આ જગતમાં કાઢચા છે. દિનારૂબસ શૌર્યથી લઢતાં પડ્યો હશે, કિવા વિજય મેળવવાના કામમાં ગુંથાયલો હશે. નીતિને અનુસરતાં બાપની આજ્ઞા સિવાય જીલિયાને મારાથી વરી શકાયું ન હત. તેને બીજાને વરેલી જેવાનુ કિવા મારે લીધે દુ:ખી જેવાના દુ ખમાથી હું છૂટ્યો. ખરેખર મારા હાથે કંઈ દુરાચરણ ન થાય, તે માટે જ ઇશ્વિરે મને અહીં આણ્યો છે. એ માટે કૃતજ્ઞ થઈ એમ માનવું જોઇએ કે, ઇશ્વરની મારાપર દયા છે.

અમને મઠમાં* જે યોગી મળ્યો હતો, જે અમારી સાથે શહેરમાં આવ્યો હતો, તે પોતાની મેળે એકાતવાસમાં રહેવા ગયો હતો, તોપણ તેને ત્યાં ચેન પડતું નહિ. હુ આ જુલમને લીધે આ સ્થિતિમાં આવી પડ્યો છું વળી તેના જેવી સોઈ મારે અહી નથી. છતાં મે અહી રહેવાની ટેવ પાડી આવો વિલક્ષણ ભેદ શાથી હશે? કદાચિત્ એમ પણ હોય કે મનમાં ચંચળતા છે, ત્યાં સૂધી સ્વસ્થ નહિ રહી શકાતું હોય. વળી જ્યાં સૂધી ક્યેમ રહેવું, એ આપણા સ્વાધીનની વાત છે ત્યાં સૂધી એક સ્થિતિમાં સતત રહેવું ગમતું નહિ હોય એમ પણ કદાચિત્ હોય ખરું. આ જગતમાં મનુષ્યને યોગ્ય સ્થિતિમાં મૂકવા ઇશ્વિર કેવો દયાળુ છે. મનને ગમે તે પ્રમાણે રહેવાનું મનુષ્યને સ્વાધીન હોત તો લ્હેર પ્રમાણે યથેચ્છ વર્તન કરી પશ્ચાત્તાપમાં પડત.

---

* રાસેલાસ પ્રકરણ ૨૧.

માટે ડાહ્યા માણસોએ ઈશ્વરેચ્છાથી પ્રાપ્ત થાય, તે સ્થિતિમાં સંતોષથી રહેવાનો અભ્યાસ પડે એમ કરવું એ શૂરાના અંગનો સદ્‌ગુણ છે.

સૃષ્ટિકર્ત્તાએ અહિ અનેક અત્યુદ્‌ભુત ચમત્કાર કર્યા છે. છતાં માણસોએ હુ એકલો છું એમ માનવું એ કેટલું ખોટું છે? ગ્રહ, તારા અને જેના યોગે આ વિશાળ વિશ્વને પ્રકાશ અને ઉષ્ણતા મળે છે તે સૂર્ય, એ વિષય ચિંતન કરવા જેવા અને તેને માટે આપણે ઈશ્વરના કૃતજ્ઞ છીએ, એમ માનવા જેવા છે. જેના હાથ દુર્ગંધ બંદિખાનામાંના બંદિવાનનું અને વિજયી સૈન્યના વીર નાયકનુ રક્ષણ કરે છે, જેની લેશ ઇચ્છા માત્રથી બન્નેની સ્થિતિનો ક્ષણમાં વિપર્યાસ થાય છે, જેની સહાય વગર બન્નેને પોતાની સ્થિતિ બદલવાનું કે કાયમ રાખવાનું બની શકતું નથી, એવો પાલન કરનાર પરમેશ્વર હોવા છતાં, મારુ કોઈ પાલન કરનાર નથી, વા મારો કોઇ મિત્ર નથી એમ મનુષ્યો શી રીતે કહે છે? અનેક સ્થિતિમાં કઈ સ્થિતિ ઉતમ છે, એ નિશ્ચયપૂર્વક કળી શકાતું નથી; છતા એટલુ તો લાગે છે કે, દુ ખ જેમ સર્વ સ્થિતિમાં છે, તેમ સુખ પણ સર્વ સ્થિતિમાં છે. માટે હું ઈશ્વરની એટલી પ્રાર્થના કરું છુ કે, મારા હાથે કોઈપણ પ્રકારનું પાતક કે દુષ્કૃત્ય થવા ન દઇશ. તુ રાખે તેવી સ્થિતિમાં રહેવાનું મને સામર્થ્ય આપજે. આંધળાએ માર્ગ શોધી કાઢવા પ્રયત્ન કરવો, એ મૂર્ખસાહસ નથી? તે કરી શકે તે એટલુ જ કે, પોતાનો માર્ગદર્શક બતાવે, તે માર્ગે સામર્થ્ય પ્રમાણે સીધા ચાલવું વાસ્તવિક વિચાર કરીએ તો નીતિ સંબંધમાં આપણે સર્વ આંધળા નથી શુ? મહાન્ સાધૂઓને જે સમજાયું છે તે એ જ કે અમને કઈ સમજાયું નથી માટે આપણને જે યોગ્ય સ્થિતિમાં રાખે છે, સકટ અને દુ.ખમાંથી આપણુ સંરક્ષણ કરી સ્વસ્થ કરે છે, તે સ્વર્ગનાયક માર્ગદર્શકની આજ્ઞાને સર્વાત્મભાવે અનુસરવી, એ જ શુ આપણને યોગ્ય નથી.

---

# પ્રકરણ ૧૨.

## નિકાયાને સંકટમાંથી શિક્ષણ પ્રાપ્ત થયું.

રાસેલાસ બદિખાનામાં પડ્યો હતો ત્યારે આ તરફ નિકાયા જે કિલ્લામાં હતી ત્યા અનેક બાબતો બની. નિકાયા ઇમ્લાકને સાથે લઈ અમાલ્ફિસ્ જ્યાં હતો ત્યાં ગઈ. તે કોચપર બેસી કઈ લખતો હતો. તેની શાંત મુદ્રા જોઈ તેને આશ્ચર્ય લાગ્યુ. ધ્રુજતા ધ્રુજતા પાસે જઈ આસ્તેથી દિનારૂબસને કેમ છે એમ પૂછ્યુ. અમાલ્ફિસ બોલ્યો; બાઈ હવે ક્યાં છે. દિનારૂબસ તે શૌર્યનુ કામ ઉત્તમ પ્રકારે કરતા પડ્યો. તરુણ વીરને યોગ્ય રીતિએ તેનું શબ દાટવાનો સમારંભ જલદીથી થનાર છે. એટલામા સૈન્યને વિજય પ્રાપ્ત થયાની ખબર રાજાને લખી મોકલુ છુ.

નિકાયા—તત્ત્વજ્ઞાન, ઇશ્વરભક્તિ વા ધૈર્યનો શુ એવો પ્રભાવ છે ? જેનાથી મોટાં જ્ઞાની સુદ્ધાં નિરાશ થયા છે. મોટા શૂર પુરુષોનાં અત કરણ નરમ થઈ ગયાં છે. એવુ ભયકર નુકશાન થયુ છે છતા સ્વસ્થપણુ રાખી રહ્યા છો તે શુ ઉપરના ગુણોને લીધે ?

અમાલ્ફિસ—બાઈ ! તર્કજ્ઞાન* કિવા તત્ત્વજ્ઞાનથી મારો પુત્ર-શોક કમી થશે એમ નથી જેઓ ડહાપણુની ડાહી ડાહી વાતો કહીને વા કોટીક્રમ કરી દુ:ખનુ ઉપશમન ઇચ્છે છે, તેઓ મનુષ્યના મનને જાણુતા નથી એમ કહેવુ જોઇએ. જેમ જેમ હું વિચાર કરું છુ, તેમ તેમ દિનારૂબસના ગુણ વધારે ને વધારે મારા મનમાં આવે છે. આથી જેમ અધિક વિચાર કરીએ, તેમ અધિક દુ ખ થાય છે. હવે આ જગતમાં મને કશાની આશા રહી નથી. હવે મને કદી પણ સુખ પ્રાપ્ત થવાનુ નથી. હવે આ દુ ખમય આયુષ્ય પૂરુ થાય ત્યાં

---

*સરખાવો એક ઉર્દુ કવિનુ વચન —

સખા હમને નિહાયત કોશિશે કી, કે તાકે કુચ્છ સમજે,
અગર સમજે તો યહ સમજે, કે અબતક કુચ્છ નહિ સમજે

સૂધી કર્તવ્ય કરી, સ્વસ્થપણે મરવુ અને કીર્તિ પાછળ રાખી જવી, એ જ મારે સ્વાધીન છે. અતર શોકથી વ્યાપ્ત હોય ત્યારે એક માણુસ આક્રંદ કરે જ એમ કંઈ નથી. જો તત્ત્વજ્ઞાનમા કંઈ સામર્થ્ય હોય તો તે એટલું જ કે, એક મનુષ્ય પોતાનું દુ ખ બહાર દેખાડતો નથી. પરંતુ તેમ કર્યાંથી અતરના જખમ રુઝાઇ જાય એમ નથી પાછળ કંઈ ઉદ્યોગ કરવાનો હોય અને નકામા બેસી રહેવાનું ન હોય તો તેટલેથી કંઈ દુ ખ વિસારે પડે છે, પરંતુ મારા જેવાને તો તેથી પણ કઈ ફાયદો નથી. દુ ખ કરતાં મને મરણુ આવે તો સારું લાગે છે, પરંતુ ઈશ્વરની સત્તા આગળ કોઈ ઉપાય નથી, એમ જાણી હું શાત રહુ છું. માત્ર ધણીની નોકરી ઈમાનદારીથી કરવી જોઇએ તેથી અને જીલિયાને દુ ખ થાય એમ જાણી હું મારું દુ ખ બહાર જણાવતો નથી."

એટલું કહેતાં કહેતાં અમાલ્ફિસ્નો કઠ ભરાઈ આવ્યો તેણે ફરીથી કહ્યુઃ—"ઉપર કહ્યાં તે કારણોને લીધે મેં મારી દેહ ટકાવી રાખી છે, અને તેટલા માટે હું મારું દુ ખ લોકોની આગળ ગાઈ બતાવતો નથી. મારાં અંતરનો શોકશંકુ નષ્ટ થવાનો નથી. ગમે તેટલા દિવસ જાય, ગમે તેટલો વિચાર કરું, પણ તે વધારે તીક્ષ્ણુ થતો જાય છે."

આ ભાષણુ સાંભળી રાજકુંવરી લજ્જિત થઈ પાછી ગઈ, તે વધારે દુ ખી થઈ પોતાના કોચપર પડી, અને પેકયુઆ સિવાય બીજાને બહાર જવાનું કહી, તેની સાથે વાત કરવા લાગી "પેકયુઆ ! અમાલ્ફિસને દુ ખ નહિ થયુ હોય એવું મારા મૂર્ખપણાને લીધે મને લાગ્યુ કે, એ વાત મારા મનમાથી કદિ પણુ જવાની નથી. તે ખરો તત્ત્વજ્ઞાની છે. તે દુ ખી છે, છતાં લોકોની સાથે યોગ્યતા પ્રમાણે વર્તી પોતાનું કર્તવ્ય કરે છે. દુ.ખથી તેની પ્રકૃતિ ક્ષીણુ થતી જાય છે. જે ઉપરથી મને લાગ્યુ કે, તેને દુ ખ નહિ લાગ્યું હોય. તેનાથી જ કદાચ તેનો અંત આવશે. પણુ હું કેવી મૂર્ખ છું ! જેના મરણુથી થયેલુ દુ ખ હું કદિ વિસરવાની નથી, તેની સાથે હુ કેવી ખરાબ રીતે વર્તી હતી ? ગર્વ ! હવે ક્યાં ગયો ? દિનાર્બસ સાથે પ્રથમ સંભાષણુ થતાં જ મને શું નહોતું જણાયું

૪

કે, નિરભિમાનપણુ, શાતતા, ઔદાર્ય, અને શૌર્ય તેનામાં છે? વિદ્વત્તાનો ખાલી ડોળ કે ઠાઠ નહિ; પરંતુ ઉલ્લાસ, ચાતુર્ય, અને જ્ઞાન એ ગુણ કેટલા હતા? પ્હેલાં તો મેં તેને રીજવીને આશા લગાડી અને તેનુ મન મારા તરફ વળ્યુ છે એમ મને લાગ્યું ત્યારે આનંદ થયો; પરંતુ ત્યારથી જ હું ગર્વથી તેને મારી મોટાઈ જણાવવા લાગી. મે જે ઉદાસીનતા દેખાડી, તેથી તેને ખોટું લાગ્યુ હતું. તે મને હમેશા માન આપતો. તે મારા પાશમા પડ્યો, એટલે તે પાશ વધારે મજબૂત કરી વધારે દિવસ તે સ્થિતિ ચાલુ રાખવાની ઇચ્છા કરવા લાગી. તેણે મને જે માન આપ્યું, તે માનને હુ અપાત્ર હતી. તેણે તેમ ન કર્યુ હોત, તો તેના વકતૃત્વથી શુ મને આનંદ ન થયો હોત વારુ? તેના જ્ઞાનથી ઉપદેશ ન મળ્યો હોત? શુ તેના સદ્ગુણનું આશ્ચર્ય મને ઓછુ લાગ્યું હોત? તેને વિષે શુ મારી પૂજ્ય બુદ્ધિ ઓછી થઈ હોત? કોઇનામા પણ શક્તિ એ ઘણી ભયંકર વસ્તુ છે, પરંતુ સ્ત્રિઓના સંબધમા તો તે વધારે ખરાબ છે. દિનાર્બસ મને ક્ષમા કરજે. મારુ આખું આયુષ્ય દુ:ખમા જ જવાનુ. એ જ મારા અપરાધની શિક્ષા છે

નિકાયા ઉપર પ્રમાણે બોલતી હતી, એટલામા જીલિયા ત્યા આવી. તેણે શોકસમયના કપડા પહેર્યા હતા. તેના મોંપર બુરખો હતો, અને તેના જ જેવો પોશાક પહેરેલી એક દાસી તેની સાથે હતી.

જીલિયા—ભાઇના શબનો ભૂમિદાહ કરવાના સરકાર થવાના છે ત્યા હું જાઉ છુ તેના સબધમાં આ છેવટનુ કાર્ય કરવાનું મારા નસીબમા છે મરણ પછી શૂરવીરોના પ્રેતને જ્યા લઈ જવામા આવે છે ત્યા તેનુ પણ શબ લઈ જવાના છે આવા દુ:ખદાયક પ્રસગે તમે મારી સાથે નહિ આવો વારુ? પૃથ્વીપર જે બને છે, તે સર્વ મરણ પામેલા માણસોને માલમ પડતુ હોય, તો તેમના શબને જે સન્માન આપવામા આવે છે, તેથી તેમના આત્માને અતિ આનંદ થવો જોઇએ કારણ કે તારા પર તેનો પ્રેમ હતો. જો તારો ભાઈ અહિ હોત તો મારી માફક તે તેના મિત્રને માટે અતિશય રડ્યો હોત અને તેના શબને માન દેવાને

માટે આવ્યો હોત નિકાયાથી એક શબ્દ પણ બોલાયો નહિ તેણે ઇસારતથી શોક વખતે પહેરવાના કપડા મંગાવ્યાં પછી મોપર બુરખો નાંખી, કાંઈ પણ બોલ્યાચાલ્યા વિના જીલિયાની પાછળ ચાલવા લાગી

---

## પ્રકરણ ૧૩.

## શબને સમાધિમાં પૂરવાનો સમારંભ.

ઉત્તમ મૂલ્યવાન્ કાપડ ઢાકી, દિનાર્બસના શબને ઠાઠડીપર મૂકવામાં આવ્યુ હતુ ઝાડના પાદડા બાંધીને તેને સુશોભિત કરવામા આવી હતી. તેના હાથ નીચેના સૈન્યમાના મોટા અમલદાર તેને ઉચકવા આવ્યા હતા, બીજા સર્વ પાછળ ચાલતા હતા; સ્વારો ઘોડા ઉપર બેસીને હાજર થયા હતા, સર્વેએ હથિયાર ઉલટા ધર્યા હતાં; વાદ્યો શોકસ્વરનાં વાગતા હતા, દુ ખથી સઘળાના ચહેરા ઉતરી ગયા હતા, સેનાનીઓની પાછળ અમાલ્ફિસ્ ચાલતો હતો, તેની પાછળ જીલિયા, નિકાયા અને તેની દાસીઓ હતી અને સર્વની પાછળ કિલ્લામાંના બીજા લોકો હતા. દિનાર્બસે સર્વની પ્રીતિ સપાદન કરી હતી, તેથી સર્વને દુ ખ થતુ હતુ. બે ટેકરીઓના મધ્ય ભાગમાં આવેલી એક નદીને કાંઠે સ્મશાનભૂમિ હતી. ત્યાં પહોંચ્યા પછી ઠાઠડીને નીચે મૂકી સર્વ લોકો એક બાજૂએ હારબધ ઉભા રહ્યા. સર્વની આગળ અમાલ્ફિસ્ આવ્યો હતો, અને તેની બાજૂમાં સર્વ સ્ત્રિયો ઉભી રહી હતી. એટલામાં એક વૃદ્ધ ધર્માધ્યક્ષ આગળ આવ્યો, અને શબ પાસે આવી ઉભો રહ્યો. હબસી લોકોની ચાલ પ્રમાણે તેણે નીચે પ્રમાણે ભાષણ કર્યુ

" સૈન્યના વીર પુરુષો અને જે વીરના શબને આજે અંત્યેષ્ટી-સસ્કાર હું કરનાર છું તેના મિત્રો ! શોક ન કરો તમારા વિલાપથી તે ફરી જીવિત દશામાં આવનાર નથી. સ્ત્રિયો ! તમો રડો ના.

તમારા અશ્રુથી દિનાર્ખસ પાછો આવવાનો નથી. જેઓ તેના મરણથી દુ ખી છે તેઓએ, તેના કૃત્યની લોકો સ્તુતિ કરે છે તે તરફ લક્ષ આપવુ જોઇએ, અને તેના સદ્‌ગુણનું અનુકરણ કરવું જોઇએ. તારુણ્ય, બુદ્ધિમત્તા, શૌર્ય એની શી અવસ્થા થાય છે તે જૂઓ આ આયુષ્ય ક્ષણભંગુર છે, માટે તેની માફક તમે કીર્તિ સપાદન કરો, અને વિજયી થઈ દેહ મૂકો. દિનાર્ખસ ! તું થોડા જ વર્ષ જીવ્યો, પરંતુ તેનો તેં ઘણો સારો ઉપયોગ કર્યો. લિબિયા દેશના ઉષ્ણ પ્રદેશ, અરબસ્તાનના ડુંગરાળ પ્રદેશ, મિસર દેશના ફળદ્રુપ મેદાનો, આ સર્વ ઠેકાણે તે જે જે પરાક્રમ કર્યા, તે સર્વને માલમ છે વિજયશ્રી તારી તરવારપર બેઠેલી હતી, પરંતુ તારી દૃષ્ટિ દયાથી પરિપૂર્ણ હતી. ઉતરતા પવનની માફક તારુ મન ચંચલ હતુ, છતા તુ કામથી કે સંકટથી કદિ ડર્યો નહતો, કિવા વિજયથી ગર્વિત થયો ન હતો. આ વહેતા પ્રવાહની માફક તારુ અત -કરણ સ્વચ્છ હતુ. રણમાં તુ વટોળીઆની માફક ભય કર્તા હતો, છતાં મિત્રત્વના પ્રસંગે સમીરની લહરી પ્રમાણે સુખદાયી હતો યુદ્ધની સર્વ કળાના અને શાતિ સમયના સર્વ ગુણ તારામા હતા. તું પરાજય પામેલા શત્રુપ્રતિ દયાળુ, નિશ્ચયમાં દૃઢ, વાતચિતમા મીઠો, સત્કર્મ અને સ્વદેશ સેવામાં ખતિલો અને તત્પર હતો તે આ લોક છોડી અમને સર્વને શોકસાગરમાં નાખ્યા, અને તારી માફક આચરણ કરવુ એમ શિખવ્યુ. પરતુ દિનાર્ખસ ! તારું અનુકરણ તે કોણ કરી શકશે ? તારુણ્યનો ઉત્સાહ, અને વૃદ્ધાવસ્થાનો પુખ્ત અનુભવ એકત્ર થયેલા કયાં મળશે ? સતત ચિતન કરનાર યોગીના જેવુ જ્ઞાન, રણાંગણમા સતત પરાક્રમ કરનાર વીરનું શૌર્ય, તારા ઉદાર મન શિવાય બીજે કયાં મળશે ? વીરો ! તેની માફક દુરાચરણથી દૂર રહો. ભર યુવાના પ્રવાહમા હોવા છતા, ઉલ્લાસી હોવા છતા તે કદિ મોહને સ્વાધીન થયો ન હતો. તેણે ષડ્‌રિપુઓને જિત્યા હતા, એ તેનુ મોટામા મોટુ પરાક્રમ હતુ. તે તેમને જિતીને દાબમાં રાખેલા શત્રુની પ્રમાણે તેમને કામે લગાડતો, અને તેને યોગે મોટાંમોટાં કામો કરતો. ગમે તેવુ વિઘ્ન આવે તો તે તેનાથી બીતો નહિ, અને એ જ પ્રમાણે આ આખેરના

પ્રસગે પણ મોખરે થઈ, પોતાને માટે કીર્તિ અને આપણે માટે સ્વતંત્રતા તેણે પ્રાપ્ત કરી. સર્વ કૃતજ્ઞ લોકો તેની સ્તુતિ કરતા હતા, તેવામાં વિજયશ્રીને વરી તેણે દેહ ત્યાગ કર્યો. હબસી દેશની કુમારિકાઓ તેના શવ–વાહનપર પુષ્પવૃષ્ટિ કરો; દાસ્ય અને અપમાન એમાંથી તમારુ રક્ષણ કર્યું છે. વીરો ! તમે તેનાપર પુષ્પમાળ નાંખો; તેણે તમને રણક્ષેત્રમાં લઈ જઈ વિજયશ્રી પ્રાપ્તિ કરી આપી છે. અમાલ્કિસ્! તમે આ વીરને શૌર્ય, ઉત્સાહ, સદાચરણ આદિ ગુણ શિખવ્યા. એણે તમારી સર્વ આજ્ઞા પાળી, તમારી માફક આચરણ કર્યું, તમે તેના વડીલ છો, સર્વ સૈન્યનુ તમે પિતા પ્રમાણે રક્ષણ કરો છો, ઈશ્વરે તમારા પુત્રને થોડું આયુષ્ય આપ્યુ, તેને માટે તમને શોક થાય, એ સ્વાભાવિક છે છતાં તેના વીરોચિત પરાક્રમો, લોકોત્તર સદ્‌ગુણ મનમાં રાખી સમાધાન માની લ્યો. આ તમારા બીજા છોકરા તે પ્રિય વીર પ્રમાણે પરાક્રમ કરી તમને સંતુષ્ટ કરો.” આ ભાષણ કરતાં કરતાં અમાલ્કિસ્‌નો કઠ ભરાઈ આવ્યો, તેની આંખોમાંથી ખળ ખળ અશ્રુધારા વહેવા લાગી સૈન્યના મોટામોટા અધિકારી પાસે જઈ, પગે પડી, શોક ન કરવા વિનતિ કરવા લાગ્યા. બીજા સિપાઇઓથી મર્યાદાને લીધે તેમ કરી શકાયુ નહિ. તેઓએ દિનાર્બસના શોકની મોટી હાય મારી આકાશપાતાળ એક કરી નાખ્યુ અને ‘અતિ ઈમાનદારીથી અમે તેના બાપની નોકરી કરીશુ’ એમ મોટેથી બોલ્યા.

જીલિયા અને નેકાયા મનમાના દુ ખને લીધે સ્તબ્ધ ઉભા રહ્યાં છતાં, ધર્માધ્યક્ષે આગળ જઈ શવપર પુષ્પ નાખવાને ઇશારત કરી એટલે તેઓ ધ્રૂજતાં આગળ ગયાં. જીલિયા મુર્છા ખાશે, એમ લાગવાથી દાસીએ તેને સંભાળીને ઝાલી રાખી હતી. પરંતુ દિનાર્બસના નામનુ આ છેવટનું કાર્ય હતુ, એ જાણીને નિકાયા ધૈર્ય ધરી, ગભીરપણે પાસે જઈ શબ તરફ જોવા લાગી. તેનાપર ગુલાબનાં ફૂલ નાખતા તેની છાતીમાં મદ શ્વાસોશ્વાસ ચાલતો હોય, એમ તેને જણાયું. તેના મનમાં એમ વિચાર આવ્યો કે, મને લાગે છે તે ખરુ છે વા નહિ,

તે કોણ જાણે? વળી એમ પણ વિચાર આવે કે, હવે શાનો જીવ બાકી રહ્યો હોય? આ પ્રમાણે સંશયમા પડવાથી તે એકદમ પાસે ગઈ તે વખતે તેની આખ જરા હાલી એમ તેને લાગ્યુ. તેને શ્વાસ ચાલતો હોય એમ છેવટે તેને જણાયુ. તેની હવે ખાત્રી થઈ. ભયથી કાપતી હતી, છતાં હર્ષ વાયુ થયો હોય એમ એકદમ મોટેથી બોલી ઉઠી: "રડો નહિ આને બચાવવા યત્ન કરો" જલદીથી ઉપાય કરશો તો એ હજી સ્વદેશને અને મિત્રોને લાભકર્તા થઈ પડશે. હજી એ જીવે છે. એને બચાવવાનો ઉપાય જલદી કરો." આ ભાષણ સાંભળતા લોકો આનદથી ગાડા જેવા બેફામ બની ગયા. અમાલ્ફિસ્‌ને તો લાગ્યું કે, "આ દેખાવથી ભય પામી, ગાડા જેવી થઈ નિકાયા કાંઈ લવે છે. કારણ મોટમોટા ચતુર વૈદ્યોએ અને બીજા લોકોએ એનો પ્રાણ ગયો છે એમ કહ્યુ હતુ" તે આકાશ તરફ દૃષ્ટિ કરી બોલ્યો, કૃપાળુ પરમેશ્વર! આ આશારુપી વિદ્યુલ્લતાના ચમકારથી મારી દૃષ્ટિને આજી નાખીશ નહિ મને હવે આથી ઉડા દુ ખસાગરમા બુરાડીશ ના"

## પ્રકરણ ૧૪

## નિકાયાનું અસ્વસ્થપણું.

પાસેના લોકોએ ઉપચારો કર્યાં, તેથી દિનારૂબસ શુદ્ધિમા આવ્યો ત્યારે તે નિકાયા, જીલિયા અને અમાલ્ફિસ્‌ની તરફ આશ્ચર્યથી જોવા લાગ્યો. અમાલ્ફિસ્‌ને પુત્રના જીવિત્વ સંબધી તલમાત્ર પણ શક રહ્યો નહિ. પુત્રપ્રાપ્તિથી ગદ્‌ગદિત થઈ કૃતજ્ઞતાપૂર્વક પરમેશ્વરની પ્રાર્થના કરી, તેનો ઉપકાર માન્યો, અને પુત્રને કિલ્લામાં લઈ જવાનો હુકમ કર્યો. સારા ઉપચારોથી થોડા દિવસમાં તેના ઘા પણ રુઝાઈ ગયા.

ઉપરનો બનાવ બન્યા પછી નિકાયાના મનમાં અનેક પ્રકારના કલ્પનાતરંગ આવવા લાગ્યા, તેથી તે ગભરાઈ ગઈ. તેને લાગ્યું કે, દિનારૂબસ સારો થયા પછી વારંવાર મારી પાસે આવશે. કારણ કે મેં તેને જીવતો કર્યો છે, એમ તેને લાગશે, એટલે તે કૃતજ્ઞ થશે એથી

તેના મનમાં મને મળવાનુ નહિ હોય તોપણુ મારી પાસે આવ્યા વગર રહેશે નહિ. તે આ જ સુધી અદબને લીધે અતડાઇથી વર્તતો હતો; પરતુ તે આભાર માનવા આવશે, એટલે હુ જરા નમ્રતા દાખવીશ, પરતુ તેમ કરવું તેને પ્રશસ્ત લાગ્યુ નહિ વળી કોઇની સલાહ પૂછું તો ઠીક એમ તેને લાગ્યુ. પરંતુ કોઇના પર તેનો વિશ્વાસ બેસતો નહિ. તેનો પૂરેપૂરો વિશ્વાસ તેના ભાઈ પર હતો, પરતુ તે તો આ સમયે ત્યાં હતો નહિ. પેકયુઆ તો તેની નોકર જેવી હતી, એટલે તે તેની શેઠાણી કહે તેની હા એ હા કરે ઈમ્લાફ્ને માટે પણુ તેને એમ જ લાગતુ ખગોળવેત્તામાં તો લૌકિક જ્ઞાનનો તદ્દન અભાવ હતો, આથી તેની સલાહ કંઈ કામની નહોતી. અમાલ્ફિસ્ અને જીલિયાને પોતાના મનની વાત કહેવાનો તેને વિચાર ન હતો. આ વાત તેઓ જાણુતાં હોય, તોપણુ તેમની આગળ આ બાબતમાં વાતચિત થાય નહિ. આ પ્રમાણે તેનુ ચિત્ત ચકડોળે ચઢ્યું હતુ. છેવટે તેણે દિનારૂબસને પોતાના મનની વાત જણાવવાનો નિશ્ચય કર્યો. તે પોતાના મનમા કહેવા લાગી. ‘ તે મને પ્રથમથી જ પ્રિય લાગ્યો છે. આહ ! તે કેવો ઉત્તમ મિત્ર થઈ પડ્યો ? તેનાપર વિશ્વાસ રાખવાથી કોઈ પણ જાતની હરકત નથી. તેના પ્રમાણિક અને ચાતુર્ય યુક્ત ઉપદેશથી મને સારી રીતે ચાલવાનું સુગમ થઈ પડશે. આ પ્રમાણે ચિતન કરતા અનેક વિચાર તેના મનમાં આવ્યા, અને એવા અનેક તર્ક આગળ આવશે એમ તેને ભાસ્યું.

સારો થયા પછી દિનારૂબસ પ્રથમ તેને મળવા ગયો. તેના મરણુથી તેને કેટલો ખેદ થયો હતો અને તેના કેટલા ગુણુને તે સભારતી હતી, એ વાત જીલિયાએ તેને કહી હતી. તેણે કેવી રીતે તેને જીવિત દશામા આણ્યો, અને તેથી નિકાયાને કેટલો આનંદ થયો હતો, તે વાત તેના બાપે તેને કહી હતી. આ સર્વ બાબત તેને પોતાને પણુ તેમ જ જણુાતી હતી, પરતુ લોકોને કંઇનો કઈ સંશય આવે એમ લાગવાથી તે કોઇની પાસે કઈ બોલી હતી નહિ.

નિકાયા બેઠી હતી ત્યાં દિનારૂબસ આવ્યો. ત્યારે તે પોતાનુ મન પ્રયત્નપૂર્વક સ્વસ્થ કરી તેના બચવાથી કિલ્લાના લોક, અમાલ્ફિસ્ અને

જીલિયાને જે આનંદ થયો હતો, તેના સંબંધી વાત કરવા લાગી. પછી ધર્માધ્યક્ષે તેની જે સ્તુતિ કરી હતી, તે તેણે તેને કહી. વળી, 'એવી સ્તુતિ થવાને ચમત્કારિક વિલક્ષણ પ્રસગ બન્યો, તે પણ તમારા ભાગ્યની વાત છે,' એમ તેણે કહ્યું. પછી તેના ભાઈ વિષેની વાત કાઢી કહ્યુ કે, 'અમાલિક્સે મિસર દેશના સૈન્યની બાબતમાં ઘણી તપાસ કરી, પરંતુ કંઈ ફળ આવ્યું નથી.' તે સ્વસ્થપણાથી બોલતી હતી એમ બહારથી જણાતું હતુ, પરંતુ જીલિયાએ કહ્યુ હતુ, તેમ તેનું અંત કરણ સ્વસ્થ હોય એમ દિનાર્બસને લાગ્યું નહિ.

દિનાર્બસ—નિકાયા ! જીવિતદાન આપ્યા બદલ હુ તારો ઉપકાર માનીશ, એમ તને લાગતુ હોય તો તે વ્યર્થ છે. હુ મરી ગયો હોત તો વધારે સારું થાત. મે મારું કર્તવ્ય કર્યું, અને તે મારા બાપ અને સૈન્યના લોકોએ માન્ય કર્યું મારી બહેને મારા ગુણ ગાયા, નિકાયા સુદ્ધા મારે માટે કિંચિત્ રડી એમ હું સાભળુ છુ એવુ જો મને માલમ હોત તો બીજા કશાની આશા કરી ન હોત ! મારી પ્રત્યે તને ઉદાસીન જોવા માટે હુ બચ્યો છું. જે મર્યાદાથી તારી સાથે વર્તવુ જાઇએ, તે મર્યાદાનુ દિનાર્બસે ઉલ્લંઘન કર્યુ છે એમ તને લાગતુ હોય તો તારી મોટી ભૂલ છે. મનોનિગ્રહ કરવાને હુ કેટલો યત્ન કરુ છુ, એ મારા આચરણ ઉપરથી તને જણાયુ હશે હવે મારું મન મારે સ્વાધીન નથી. માટે મને દોષ ન દેતાં મારાપર દયા કરવી, એ જ તને ઉચિત છે.

નિકાયા—દિનાર્બસ,! આજથી હુ તારી સાથે ખુલ્લા મનથી વર્તીશ. પ્રથમથી તેમ ન કર્યુ, એ મારો અપરાધ છે; એમ હુ કબુલ કરુ છુ. પરંતુ તેમ કરવાનું કારણ કહુ છુ તે તુ સાભળ. પણ વિનતિ કરીને તારી પાસે એટલુ જ માંગું છું કે, જે ગુપ્ત વાત હું તને કહેવાની છુ, તે મારો ભાઈ આવીને તને મળે નહિ ત્યાં સૂધી કોઇને કહેવી નહિ.

તેણે માંગેલું વચન દિનાર્બસે આપ્યા પછી નિકાયા કહેવા લાગી "હુ હબસી દેશના રાજાની કન્યા છુ રામેલાસ તેનો ચોથો

પુત્ર છે. અનેક પ્રકારના ચમત્કાર જોવાની ઇચ્છાથી અને નવરા બેસી રહેવાના ત્રાસથી અમે આનંદગુહાની બહાર નિકળ્યાં. તે પછી બાકીની હકીકત તમને માલમ છે. હવે ખરેખર રીતે કહો કે, તમે કહો તે પ્રમાણે મારે સાંભળવું ખરું ? અને હુ એમ કહુ છુ કે, તમે કહેશો તે સંતોષથી હું સાંભળીશ."

નિકાયા કોણ છે, એ જાણવાથી દિનાર્બસને આશ્ચર્ય લાગ્યું; પણ તેનો તેના ઉપર પ્રેમ છે એ જાણી તેને વધારે આશ્ચર્ય લાગ્યું. કારણ કે તેની તેને મુદ્દલ આશા જ રાખી ન હતી. તેના પ્રેમથી તેને મોટો આનંદ થયો, તેથી તે આભાર માનવાને કંઈ બોલવા જતો હતો, એટલામા તેણે તેને અટકાવ્યો અને ફરીથી કહેવા લાગી.

નિકાયા--દિનાર્બસ ! તમને મેં મારા હૃદયની વાત જણાવી છે. તે તમે અને હું મનને સ્વાધીન થઈ વર્તીએ એટલા માટે નથી હું તમારા ડહાપણને કેટલુ માન આપુ છું અને તમારા સદાચરણ વિષે મારી કેટલી ખાતરી છે, તે આ વાત ઉપરથી સિદ્ધ થાય છે. તમારી સંગતથી મને સુખ થાય છે, તમારા મર્યાદશીલ વર્તનને લીધે મને ભય લાગતો નથી મારા મનની મને ખાતરી છે. આથી મારું અને તમારું મન કદાચ અસ્વસ્થ હોય, તોપણ ઉપરની બાબતને લીધે કેટલાક દિવસ હુ મુગ્ધ આનદમાં રહેવાની હતી; પરંતુ તમને ભ્રાંતિમાં રાખવા, એ મને યોગ્ય લાગવાથી અને અતરની વાત કહેવાને માટે તમે યોગ્ય છો, એ ભાસવાથી આ વાત તમને કરી મારા મનની વાત કહ્યા પછી હવે કેમ વર્તવુ, એ માટે તમારી સલાહ અને મદદ હુ માગુ છુ મારી બુદ્ધિપરથી મોહપટલ કાઢી નાંખી તમે જ યોગ્ય સલાહ આપો અને સહાય કરો આપણા ઉભયના કુળમાં મોટું અંતર છે, તે તરફ લક્ષ આપવુ એ ભૂલ છે એ વાત ખરી છે; પરતુ તે હજારો વર્ષથી ચાલતી આવે છે, માટે આપણી માનમર્યાદા સાચવવાની ખાતર તે માનવી જોઇએ. સદાચરણ સર્વાંશે આપણે સ્વાધીન છે, પરતુ કીર્તિ તો લોકોના કહેવાપર અવલંબી રહે છે લોક તો ચાલતી આવેલી બાબતને જ સારી કહે છે.

— — —

## પ્રકરણ ૧૫.

### રાજકુંવરીના વિશ્વાસને પોતે પાત્ર છે, એમ સિદ્ધ કરી બતાવે છે.

નિકાયાની વાત સાભળી દિનાર્બસને સખેદાશ્ચર્ય થયું. થોડો વખત સ્તબ્ધ રહી પછી તે કહેવા લાગ્યો, "રાજકુવરી! ભૂલમાં કંઈ અપરાધ થયો હોય તો તેને માટે મારે માફી માગવાની કંઈ ઝાઝી આવશ્યકતા નથી તમને મારાપર વિશ્વાસ છે તે જોઈ મને આનંદ થાય છે અને તમારો આભાર માનું છુ. હુ તે એ સર્વને પાત્ર છુ કે નહિ, તે જલદીથી તમારા સમજવામા આવશે. કોઈ પણ વાત કરવી કે ન કરવી, એ મનુષ્યને સ્વાધીન છે, પણ કોઈ પણ બાબત મનમા લાવવી કે ન લાવવી, એ તેને સ્વાધીન નથી, એ માત્ર લક્ષમાં રાખવું. મારો મનોરથ કદિ નષ્ટ થશે નહિ; તથાપિ મારી સાથે તમે જે નિષ્કપટ વર્તણુક ચલાવી છે તે નિરતર ગુપ્ત રાખવી એ મારુ કર્તવ્ય છે." ઉપર પ્રમાણે વાત કરી, તે એકદમ ઉઠી ચાલી ગયો. નિકાયા ખડકીમા જઈ બેઠી, અને આકાશ તરફ દૃષ્ટિ કરી બોલી, "સર્વસાક્ષી પરમેશ્વર! આ સંકટના પ્રસગમાંથી મને બચાવ! આખા જન્મના સુખપર આ સમયે મે, પાણી ફેરવ્યુ છે. એને માટે મને ગભરાટ થાય છે. મને લાગે છે, તેવુ વર્તન દિનાર્બસ રાખશે, એવી મને આશા છે"

થોડો સમય થયા પછી અમાલ્ફિસ્ નિકાયા જ્યાં બેઠી હતી ત્યાં આવ્યો, અને બોલ્યો: 'બાઈ! મારા છોકરાએ તેના મિત્રની શોધમાં જવાનો નિશ્ચય કર્યો છે. આપણો મિત્ર બદિખાનામાં હોય ત્યા સૂધી સ્વસ્થ બેસવુ, એ આપણી મહત્તાને અને મિત્રતાને યોગ્ય નથી. આ જાણ્યા પછી વધુ દિવસ તે અત્રે રહેશે નહિ. તેણે જે નિશ્ચય કર્યો છે, તે મને પસંદ છે પણ હમણાં ને હમણાં ચાલી નિકળવુ ઠીક નથી. તેના ઘા હજી પૂરા રુઝાયા નથી, તેમ તેની પ્રકૃતિ પણ જોઇએ તેવી દુરસ્ત થઈ નથી. તેને ન જવાને માટે મેં સમજાવીને કહ્યુ, હું ગુસ્સે પણ થયો પરંતુ તે કંઈ

સાંભળતો નથી. હવે તું પણ મારી માફક તેને કંઈ કહે, એટલે કદાચ તે રહે તો રહે.' એટલામાં ત્યા જીલિયા આવી. તે પણ આંખમાં આસુ લાવી, બાપે કહ્યું હતુ તે નેકાયાને પુનઃ કહેવા લાગી. આ બન્નેના બોલવાથી નિકાયા મુઝવણમાં પડી. તેમની આ યોગ્ય માગણી તેનાથી ન સ્વીકારાય તેમ હતુ નહિ. તેણે દિનારૂબસને બોલાવવા માણસ મોકલ્યુ. તેણે કરેલા નિશ્ચયને માટે તેના બાપ અને બહેનની સમક્ષ પુષ્કળ આભાર માન્યો, અને તેની પ્રકૃતિ સારી દુરસ્ત થાય ત્યાં સૂધી મિત્રના શોધને માટે ન જવા વિનતિ કરી.

આ બનાવ બન્યા પછી પેકયુઆ, ઇમ્લાક્ કિવા ખગોળવેત્તામાથી એકની હાજરી વગર નિકાયા દિનારૂબસને એકલી મળતી નહિ. કઈ પણ નવી બાબતપર કઈ કહેવા કરવાનુ ન હોય તો તેની મનોવૃત્તિ ઉદાસ રહેતી. એથી તે ત્રણમાંથી કોઈ નહિ તો કોઇની સાથે વાતચિત કરતી. તેના વાતચિત તથા ભાષણમાં કંઈ ઉલ્લાસપૂર્ણ, ઉપદેશ-યુક્ત નવીન વિષય નિકળતો. આટલુ છતાં દિવસોદિવસ વધતુ જતુ તેનુ અસ્વસ્થપણું ઓછુ થતુ નહિ. તેણે અને દિનારૂબસ બન્ને જણાએ મનોનિગ્રહ કરવા માંડ્યો હતો; તેથી એકમેકની યોગ્યતા વિશેષ જણાઈ આવવા લાગી અને પોતાનો ઉદ્દેશ શી રીતે સિદ્ધ થશે, તે ભાસવા લાગ્યું.

ઇમ્લાકને ઘણા દિવસથી માલમ પડ્યું હતુ કે, રાજકુવરીનુ ચિત્ત અસ્વસ્થ રહે છે, પરંતુ તેનું કારણ શોધી કાઢવાને તેણે ચોકસી કરી ન હતી તેને લાગતુ કે, તેનું મન ચંચળ છે, અને તેથી તેને કંઇને કંઈ નવીન વિષય જોઇએ છીએ એકની એક વસ્તુ જોઇને અને એકના એક વિષયપર વાત કરીકરીને તે કંટાળી ગઈ છે; માટે કંઈ તેનું ચિત્ત લાગે એવો નવીન વિષય શોધી કાઢવાનો તેણે નિશ્ચય કર્યો. દિનારૂબસના શવને સમાધિસ્ત કરતી વખતે જે ધર્માધ્યક્ષે ભાષણ કર્યું હતું તેની સાથે સંભાષણ કરવાથી તેને આનંદ થયો હતો. આથી તેને રાજકુંવરી પાસે તેડી લાવવાને માટે તેણે માગણી કરી તેણીએ પણ આ સૂચના માન્ય કરી. તેને પણ લાગ્યુ કે, તેની સાથે ભાષણ કરવાનો

પ્રસંગ આવે તો ઠીક. કારણ કે તે દિવસે પણ તે તેના ભાષણથી મુગ્ધ થઈ હતી.

ઇમ્લાકની યાચનાથી એલ્ફિનારને* આશ્ચર્ય લાગ્યું. તેણે કહ્યું: 'આજ ચાળીશ વર્ષથી હું મારા ધંધાને યોગ્ય અભ્યાસમાં ગુંથાયલો રહ્યો છું.' તરુણ, રૂપવાન, હોશીલી, ચતુર એવી એ સ્ત્રીને મારા ભાષણથી શો આનંદ થનાર છે? જ્યારે કંઈ દુઃખનો પ્રસંગ આવી પડે, ત્યારે મને બોલાવવામાં આવે છે; તે શિવાય આ જગતમાં બીજા કોઇની સાથે મારે સંબંધ નથી. હમણાં ઘણા દિવસ થયાં મોટાં માણસોની સાથે મારી મુલાકાત થઈ નથી' જે કૃપા કરી ઉત્સુકતાથી મને મળવાને તે બોલાવે છે તેને હુ ના કહેતો નથી. તમે કહેશો ત્યારે હુ તમારી સાથે આવવા તત્પર થઇશ'

---

## પ્રકરણ ૧૬.

### ધર્માધ્યક્ષપણાથી લાભ અને નુકશાન.

રાજકુંવરી, પેકયુઆ અને ખગોળવેત્તા એ સર્વ અતિ ઉત્સુકતાથી ઈમ્લાક્ અને ધર્માધ્યક્ષની રાહ જોતાં હતા. તેમને આવતા જોઇને રાજકુંવરી ઉભી થઈ, અને એલ્ફિનારને સલામ કરી. તેમ કરતાં તેણે ભીખારીની માફક આર્જવપણુ ન દેખાડ્યું, પણ યોગ્ય નમ્રતાથી તેને સામી સલામ કરી. થોડો વારમાં ઉભયની વાતચિત શરુ થઈ. બોલતાબોલતાં દિનારમ્ભસ જીવતો થયો, તે આનંદકારક પ્રસંગની વાત નીકળી. તે પ્રસંગે એલ્ફિનારે જે ભાષણ કર્યું હતુ, તેની રાજકુંવરીએ તારીફ કરી.

એલ્ફિનાર—બાઈ! મારા ભાષણથી લોકોના મનપર કંઈ સસ્કાર થયા હોય તો તે મારી વક્તૃત્વશક્તિથી થયા હશે એમ સમજતા ના. હુ વગર સંકોચે કબુલ કરુ છું કે, ઘણી વખત શ્રોતાઓએ મારા

* ધર્માધ્યક્ષનું નામ.

ભાષણનાં વખાણ કર્યા છે. તેઓ વખાણ કરે તેનો મેં રાતદિવસ અભ્યાસ કર્યો છે, પરંતુ તે દિવસનો વિષય જ એવો હતો કે, શ્રોતાનાં અંત કરણો પોતાની મેળે તે તરફ વળે. મહાન્ વકતાનાં ભાષણો સાંભળતાં અંત કરણો જેટલાં ઉછળે, તેનાથી વધારે શ્રોતાનાં અંત કરણો તે દિવસે વિહ્વલ થયાં હતા. તેઓના અંતઃકરણની જેવી સ્થિતિ હતી, તેવી જ સ્થિતિ મારા પોતાના અંત કરણની પણ થઈ હતી, એમ તેમને લાગવાથી કદાચ મારું ભાષણ વિશેષ પસંદ પડ્યું હશે. રાજ્યસભામાં કે મોટા શહેરોમા વકતૃત્વ શક્તિનઃ યોગે શબ્દકુસુમની વૃષ્ટિ કરી, મનુષ્યનુ મન ખોટી બાબત તરફ પણ વાળી શકાય છે. જે મોટા માણસની પ્રશસા કરવાની હોય, તેનામા તેની યોગ્યતાને અનુરૂપ ગુણ અને પરાક્રમ ન હોય, છતાં વકતા પોતાની વકતૃત્વશક્તિને લીધે તે ગુણ તેનામાં છે, એમ બતાવી આપે છે. આથી લોકો પણ તે માણુસનું તે પ્રમાણે વર્ણન કરે છે. એ શ્રીમત માણુસ સાધારણ લોકોની દૃષ્ટિએ પડતો નથી. તેની બરોબરીના માણુસોમાં તો તેને માટે મતભેદ હોય છે, છતા લોકોને આ પ્રમાણે ખોટું સમજાવવાની યુક્તિ સહજ રીતે થઈ શકે છે, અને વક્તાનું ખોટાપણું બહાર પડતુ નથી. પરતુ અહિ તેમ ન હતુ. જેના આચરણનું અનુસરણ કરવાનો હુ ઉપદેશ કરતો હતો, તેનાં આચરણ અને અંત કરણ સઘળાને વાકેફ હતાં. આવા ઠેકાણે અલંકારિક ભાષણથી લોકોને ખોટુ સમજાવવુ એ નકામુ છે. વળી મારી વકતૃત્વશક્તિથી મને કીર્તિ મળે, એવી ઇચ્છા મે ઘણા દિવસથી છોડી દીધી છે. હું ગમે તેટલો અજ્ઞાની હોઇશ, છતાં બને તેટલું સત્યને અનુસરવું અને મારા શિષ્ય વર્ગને હિતોપદેશ કરી તેમના મનનું સમાધાન કરવામાં સમય વ્યતીત કરવો, એ જ મારું કર્તવ્ય છે એમ મને લાગે છે.

રાજકુવરી—સઘળાં કામોમાં એ જ કામ શ્રેષ્ઠ છે. સાધુ અને વિદ્વાન્ પુરુષને તેમ કરવુ યોગ્ય છે. મહારાજ! બીજા માણસોના કામ કરતાં તમારું કામ એટલું ઉત્તમ છે કે, આ પૃથ્વીપરના બીજા મનુષ્યોની સ્થિતિ કરતાં તમારી સ્થિતિ મને ઉત્તમ લાગે છે. આ ધધા શિવાય બીજા કયા ધંધામાં પરમેશ્વરની સેવા અને મનુષ્યનું હિત કરી શકાય છે?

એલ્ફિનાર—એ ખરી વાત છે કે, મારો વ્યવસાય સન્માન્ય અને રક્ષણીય છે. પરંતુ મનુષ્યો પરમેશ્વરના પ્રભાવ અને દયાળુપણા તરફ લક્ષ આપી, બીજા મનુષ્યોને સદુપદેશ અને સહાય ન કરી શકે, એવી બીજી કઈ સ્થિતિ છે ? અમારો એ જ મુખ્ય વ્યવસાય છે એ ખરી વાત છે; પણ હરહમેશ અમે શું એ પ્રમાણે વર્તીએ છીએ? અમે જો એ પ્રમાણે અમારુ યોગ્ય કર્તવ્ય કરતા નથી, તો પછી બીજા લોકો જેઓનું મન અનેક ધંધામાં લાગેલુ હોય છે, જેઓને અનેક બાબતોમાં લક્ષ આપવું પડે છે, તેના કરતાં અમે કેટલા વધારે અપરાધી છીએ ? અમારાપર આવી ભયકર જોખમદારી છે, એ જાણવા છતાં, અમે અમારા શિષ્યવર્ગને સન્માર્ગમા પ્રેરવાને ઉપાય યોજીએ નહિ, વા ખોટા શાસ્ત્રાર્થ કહી સંભળાવી યથેચ્છ આચરણ કરી, તેઓને કુમાર્ગે વાળીએ તો અમને કેવું દુ ખ થવાનું ?

એલ્ફિનાર થોડો સમય થોભ્યો, અને પછી વિલક્ષણ આવેશથી બોલ્યો. "જેનામા કોઈપણ જાતનો દુર્ગુણ ન હોય, એવો ગુરુ કોણ છે? છતાં હું એટલુ કહું છુ કે, અમારામાં દોષ છે; નથી એમ નહિ. અમે અમારા કામમાં બેદરકારી કરીએ છીએ, તો લોકો અમારી ઘણી જ નિંદા કરે છે. એથી કરીને અપરાધ કરતાં વધારે શિક્ષા પામવા જેવુ થાય છે. બીજાના દોષ તરફ મનુષ્યનું ધ્યાન હંમેશા હોય છે, પણ અમારાં તરફ તો તેમનું વધારે લક્ષ હોય છે. આનું પરિણામ એ થાય છે કે, અમારા આચરણમાં જો અણુમાત્ર ફેર જણાય, અથવા અમારામા તલમાત્ર ~~દંભનો ભાસ~~ થાય તો લોકો નિષ્ઠુરતાથી અમારી નિંદા અને ઉપહાસ કરે છે ઘણી વખત અમે દોષને પાત્ર હોઇએ છીએ, અને એ પણ હુ કબુલ કરું છુ કે, લોકોને બીજા મનુષ્યોની માફક દોષ દેવા અધિકાર છે; છતાં તેઓએ સઘળાની એક સરખી નિંદા કરવી, અને અમારે જ માથે અપરાધ કરતાં વધારે પ્રહાર કરવો, એ ઉચિત નથી. એ માન્ય કરીએ કે અમારું મન પારલૌકિક વિષયમાં મગ્ન રહેવું જોઇએ, છતાં અમે પણ બીજા માણસોની માફક આ સંસારમાં જન્મ લીધો છે; તે માણસોની માફક અમને પણ વાસના અને

વિકાર ઉત્પન્ન થાય છે; એ બાબતનો તેઓએ વિચાર કરવો જોઇએ. ધર્માધ્યક્ષનો અધિકાર પ્રાપ્ત થતાં જેવી વર્તણુક રાખવી જોઇએ, અને તે અધિકારના યોગે જે પ્રતિબંધ સ્વીકારવા પડે છે, તેથી મનોનિગ્રહ કરવાનું કામ અધિક સુલભ થાય છે કે નહિ, તે નિશ્ચયાત્મક રીતે કહી શકાતું નથી. માટે સર્વ જગતનું આચરણ અન્યાયયુક્ત છે, વા અમારા ધંધામાં બીજા ધંધા કરતાં વધારે સુલભતા નથી, એમ કહેવું જોઇએ.

ઇમ્લાક્—સઘળા સમયે અને સઘળા દેશમાં તમારા વ્યવસાયમાંથી લોકો ઉપદેશ લે છે અને તમારી આજ્ઞા શિરસાવંદ્ય માને છે; એ પણ તમને એક જાતનો લાભ જ છે એમ માનવું જોઇએ. સૌથી મોટો લાભ તો સન્માનનો છે, અને તે તો તમને મળે છે. તમને એક રીતે મોટો અધિકાર છે. કારણ કે લોકોનાં મનપર તમારું સામ્રાજ્ય છે. મોટી રાજ્યક્રાંતિના વિષયથી તે ઘરગથ્થુ ન્હાની બાબતમાં તમારો હાથ ખરો જ. તમારો એવો અધિકાર જોઈ લોક તમારો મત્સર કરે, એમાં તમને શાની નવાઈ લાગે છે? મનુષ્યનો બીજાનું વર્ચસ્વ ન ખમી શકવાનો સ્વભાવ જ છે. કોઇને એવો અધિકાર પ્રાપ્ત થાય તો મનમાં ન હોય, તોપણ તેને માન આપવું પડે છે. આથી કરીને તે માન કમી કરવાનો પ્રસંગ શોધવા માટે લોક ઉત્કંઠિત હોય છે.

એલ્ફિનાર—તમે જે અધિકાર કહો છો, તે તો મારો ભયંકર શત્રુ છે. અમારામાંના ઘણા આસામી, લોકોએ આપેલી મોટમોટી પદ્વીઓ ભૂલી જાય છે, અને તેઓ એમ માને છે કે, સત્તા અને અધિકારથી પુષ્કળ સારા ફાયદા થાય છે. આના પરિણામે તેમને ગર્વ આવે છે. આથી કરીને નિંદક લોકો એમ માને છે કે, કોઇ એક ધર્માધ્યક્ષ થયો એટલે તે ગર્વિષ્ઠ હોવો જ જોઇએ. બીજી વાત એ છે કે, માત્ર બુદ્ધિમાન મનુષ્યોનું મન સાહિત્યમાનથી અને સત્યથી વાળી શકાય છે. બીજાનું તેમ થઈ શકતું નથી. વળી અમારામાંના ઘણા એમ ધારે છે કે, સઘળા મનુષ્યોએ તેમની આજ્ઞા પાળવી જોઇએ, અને લોકોનું લક્ષ તેમની પ્રતિ દોરાય, તેને માટે તેઓ ખોટા ઉપાય યોજે છે. મિજાજી લોકો માન

આપે માટે તેઓ દોર દમામ અને એશ આરામ કરે છે. મૂર્ખ, બીકણ, અશક્ત લોકો તેઓનું કહેવું માને, તેને માટે ધર્મને બહાને ઢોંગ ધતૂરા કરી, તેવા લોકના મનમાં ભય પેદા કરે છે. મહત્વાકાંક્ષાને લીધે આવી ભૂલો અમે કરતા આવ્યા છીએ. સેનાધિપતિની તરવાર કે રાજકારભારનિપુણ પુરુષોની મસલતથી જે ભૂલો થઈ છે, તેના કરતાં અમારી ભૂલોથી લોકોનું ભારે નુકશાન થયુ છે.

---

## પ્રકરણ ૧૭

## ધર્મઘેલાઇથી થતા અનર્થ

એલ્ફિનારના નિષ્કપટપણાથી ખૂશ થઈ નિકાયા બોલી—હુ કહુ છુ કે તમારા ધધામા પડેલા મનુષ્યોને હાથે લોકોનુ નુકશાન થયું હશે, તેને માટે તમારે ખોટુ લગાડવાનુ કઈ કારણ નથી. હુ ખાત્રીથી કહુ છુ કે, તમારા જેવા બીજા કેટલાક અત્યત પરોપકારી કે સદાચરણી નહિ હોય, તોપણ તેઓ પોતાની બુદ્ધિ પ્રમાણે પોતાનુ કામ કરતા હશે.

એલ્ફિનાર—બાઇ! મને કેટલાક એવા પણ પુરુષો મળ્યા છે કે, જેમને માટે મને અતિ પૂજ્ય બુદ્ધિ છે. તેઓ અતિ ધૈર્યથી ષડ્રિપુને જિતીને પોતાનો સર્વ સમય કર્તવ્ય કરવામા ગુમાવે છે. મારા જ ધધામા કેટલાક માણસોમાં વિલક્ષણ શૌર્યનાં કેટલાંક ઉદાહરણો મે જોયાં છે જ્યારે કોઈક વખત મરકી કે એવો ભયંકર રોગ ફાટી નીકળે છે, ત્યારે સર્વ લોક ગભરાઈ જાય છે, અને વળી તે ચેપી હોય છે ત્યારે તો નિકટના સગાસંબધી પણ દરદીને છોડીને દૂર જતા રહે છે. સર્વને મરણનો ભય લાગેછે. આવે સમયે તે લોકો પોતાના શિષ્યને ધીરજ આપી તેમની પાસે જાય છે, અને તેમનું સાંત્વન કરે છે. કેટલાક એવા પણ મે જોયા છે કે, ધર્મની ખાતર તેઓએ પોતાનો પ્રાણ સુદ્ધાં આપી દીધો છે. પરંતુ એક બાબત લક્ષમાં રાખવી જોઇએ છે, અને તે એ કે મનુષ્યો પોતાનો મત ન છોડવાને માટે દુરાગ્રહી હોય છે. એથી કરીને તેમને જે ભાસે છે તે જ ખરું છે એમ સમજી તેનું સ્થાપન કરવા પ્રયત્ન કરે છે. પ્રત્યેક ધર્મમાં તે ધર્મની ખાતર પ્રાણ આપનાર માણસ હોય

છે. તેમના ભાવિકપણાને માટે કોઇને વિશેષ આશ્ચર્ય લાગતું નથી; પણ તેમનું છળ કરનારના દુષ્ટપણાને માટે તિરસ્કાર આવે છે.

ખગોળવેત્તા—તમારા ભાષણથી માત્ર તમારા ખરાપણાને માટે જ નહિ, પણ તમારા માર્મિકપણાને માટે પણ અમારી ખાતરી થઇ છે. માટે હું તમને કંઈ પૂછું તો તેને માટે ક્ષમા આપશો, એમ મને લાગે છે. હું તમને પૂછવા માગું છું તે એ છે કે, કેટલાક ધર્મના સંસ્કાર જે તમને પસંદ નથી, અને જે હબસી દેશના કાયદાને લીધે તમારે પોતાને કરવા પડે છે, અને બીજા પાસે કરાવવા પડે છે, તે તમારા ભક્તિમાર્ગને પ્રતિકૂળ અને મનમાં તિરસ્કાર ઉત્પન્ન કરે એવા શું લાગનાર નથી? તમારા શિષ્યવર્ગમાંના કેટલાક સુશિક્ષિત કહેવરાવનાર મનુષ્યો પોતાની કલ્પનાથી કાઢેલી કોઈ બાબતને લીધે ધર્મનાં ખરાં તત્વોને માટે પણ શંકા ઉઠાવે છે; અને જેઓ અજ્ઞાન છે, તેઓ અતિ ભક્તિ-ભ્રાન્ત અને ધર્મઘેલા છે, અને તેથી નવા પ્રઘાતને લીધે ચાલતી આવેલી ખરી ખોટી વાર્તા તેમને તમારે કહેવી પડે છે; વળી તેઓ અંધ-પરંપરાથી તે વિલક્ષણ ભક્તિ પ્રમાણે કરે છે; એ સર્વ જોઈ તમને શું ખેદ નથી થતો?

એલ્ફિનાર—તમને જેમ લાગે છે, તેમ મને પણ લાગે છે. તમે જે બાબતને ખરાબ ગણો છો, તે જ બાબત કરતાં મને જોશો ત્યારે હું કહુ છું તે ખરું છે, એમ તમને કદાચ લાગશે નહિ; પરંતુ આ સર્વાંશે સત્ય છે. હું ખરા નિષ્કલંક ધર્મને પૂજ્ય માનું છું. અને ધર્મમાં ખોટી બાબતો ભળે, એને માટે મને અત્યંત દુખ લાગે છે. તથાપિ કેટલાક સંસ્કાર આવશ્યક છે. આ સંસ્કાર વ્યર્થ છે એમ જાણીને લોકોને તે છોડાવવા યત્ન કર્યો છે; તેમને પણ એમ જણાયુ છે કે, જો આ સંસ્કાર છૂટી ગયા તો લોકોની ધર્મ વિશે જે પૂજ્ય બુદ્ધિ છે તે નષ્ટ થશે, અને પછી લોકો કશાને માન આપશે નહિ. ધર્મઘેલા-ઇથી અજ્ઞાની લોકોની આવી જ સ્થિતિ થાય છે, પરંતુ તેનું સ્વરૂપ જૂદું હોય છે. મનુષ્યોથી ભૂલ થાય, એ સ્વાભાવિક છે. સ્વચ્છંદી મનુષ્યો

યોગ્ય ભક્તિને એક બાજૂએ રહેવા દઈ, ખોટા સંસ્કારમાં લાગે છે, ખરા તત્ત્વજ્ઞાનને છોડી દઈ નાના પ્રકારના તાર્કિક મત કાઢે છે. બીજી લાંબી વાત રહેવા દ્યો. તમે જે શાસ્ત્રનો પુષ્કળ અભ્યાસ કર્યો છે, તેનું જ ઉદાહરણ લ્યો. અતિ પ્રાચીન કાળથી જ્યોતિષ શાસ્ત્રના ખરા સિદ્ધાંત શિખવવા તરફ કોઈ વિશેષ લક્ષ આપતું નથી. પરંતુ વિલક્ષણ ભ્રાંતિમૂલક મુહૂર્ત જ્યોતિષનું કેટલું માહાત્મ્ય લોકોમાં પ્રચલિત થવું છે! અમારા શિષ્યોમાંના કેટલાક જેને તમે સુશિક્ષિત લેખો છો, અને જેઓ કેટલાક સંસ્કારને લીધે સર્વ ધર્મને ખોટા કહે છે, તેમનામાં પણ ખોટી સમજણના મત છે. તેથી તેમને પણ એક જાતના ધર્મઘેલા કહેવા જોઇએ; માટે " નાસ્તિક જેવા બીજો કોઈ ભોળો નથી " એમ કોઇએ કહ્યું છે તે ખરુ છે.

નિકાયા—ધર્મથી દુ:ખનું ઉપશમન થાય છે, શોકનો નાશ થાય છે, અને ચિત્તની અસ્વસ્થતા ટળી જાય છે. આટલુ છતાં ધર્મનો ત્યાગ કરે એવો ઘેલો મનુષ્ય કોણ હશે? ધર્મનો આશ્રય ન હોય તો આપણે કેવળ નિરાશ થઈ જઇએ. મનની દુષ્ટ વાસનાનો પરાજય અને દુ ખનું શમન માત્ર ઈશ્વરઆરાધનાથી જ થાય છે. આ બીજા કોઈ સાધનથી થઈ શકે ખરું?

એલ્ફિનાર—ધર્મ એ જ સર્વનો ખરો મિત્ર છે, એ વાત નિર્વિવાદ છે. છતાં મારે એટલું કહેવું જોઇએ કે, આ ખરા વાક્યથી ઘણાંની મોટી ચૂક થઈ ગઈ છે. દુ:ખથી મન ખિન્ન થાય તો ધર્મ ઘેલછાથી મનુષ્યનો નાશ પણ થાય. એકવાર નિરાશ થઈ મન જો દુ ખમાં ડૂબે તો નાના પ્રકારના નાશકારક તરંગ મનમાં આવી ઉત્સાહને નષ્ટ કરે છે. તેને સર્વ બાબત ખોટી અને આભાસ રૂપ જણાય છે. આમ થાય તો તે માણસ સુખની આશા છોડી દે છે એટલું જ નહિ, પણ તેને સુખી થવાની ઇચ્છા પણ થતી નથી.

મારા વ્યવસાયને અંગે મે આવાં પુષ્કળ ઉદાહરણ જોયાં છે. ઉપરની બાબત વિષે મારી એવી ખાતરી થઈ છે કે, જો કોઈ દુ:ખી

પ્રાણી મારી પાસે આવે, તો હું તેને, રંકનો રાય કરવા સમર્થ, દુષ્ટ મનોવિકારનો નાશ કરનાર, મહત્વાકાંક્ષા ભગ્ન થવાથી દુઃખી વા પ્રિય સ્ત્રીના વિરહથી દુઃખી થયેલા અંતઃકરણને સમાધાન અને શાંતિ આપનાર, એવા પરમેશ્વરની દયા ઉપર વિશ્વાસ રાખી, આડા વિચાર છોડી દેવા કહું છું. એકાંત બેસી રહેવાથી વા એક એક બાબતપર ચિત્ત ચોંટાડી રાખવાથી ખરાબ પરિણામ આવે છે; માટે તેમ ન કરતાં મંડળીમાં રહી કંઈ ઉદ્યોગમાં ચિત્ત પરોવવા હું તેમને કહું છું. આથી તેમનો ચિંતાનો રોગ નષ્ટ થાય છે. સર્વ મનોદુઃખમાં મોટું મનોદુઃખ તો એ છે કે, આપણે જો ગુન્હો કર્યો હોય તો આપણું પોતાનું મન આપણને કરડે છે. આ કમી કરવાનો ઉપાય એ જ છે કે, સદાચરણથી વર્તી પરમેશ્વરના કોપનો ઉપશમ કરવા પ્રયત્ન કરવો; પરંતુ દુરાચાર છોડી ધર્મઘેલછામાં પડી રહેવુ એ, એક ખરાબ બાબત છોડી બીજી ખરાબ બાબત ગ્રહણ કરવી, એના જેવું કે પશ્ચાત્તાપ-રૂપ પ્રાયશ્ચિત્ત ન લેતાં કૃપાળુ પરમેશ્વરે આપેલા સમયનો અપવ્યય કરવા સમાન છે.

---

## પ્રકરણ ૧૮

### હબસી દેશમાં બંડ

એલ્ફિનારના ઉપદેશથી નિકાયાને ઘણું આશ્ચર્ય લાગ્યું; અને તેણે કહી બતાવેલા સદ્‌ગુણો ધારણ કરવા એ જરૂરી છે, એવી તેની ખાતરી થઈ. દિનાર્બસને જવાનો સમય આવી પહોંચ્યો. અનેક કારણોને લીધે તે જવાની ત્વરા કરવા લાગ્યો. તેને પોતાને ખાતરી નહોતી કે હૂમલો સફળ થશે કે નહિ. કિલ્લાપર વળી કોઈ ફરીથી હૂમલો કરે તો તેને માટે તૈયારી કરવી જોઇએ, માટે તે ચૂંટી કાઢેલા થોડા સ્વાર લઈ ચાલી નિકળ્યો. તેના જવાથી આખા સૈન્યને દુઃખ લાગ્યું.

દિનાર્બસના જવા પછી રાજકુંવરીએ પોતાની વર્તણુક સંબંધી વિચાર કરવામાં સમય ગાળ્યો. આ વિચાર તેના મનને શાંતિ આપે એવા

જણાતા હતા. તેણે પોતાના મનમાં પોતાનાં ધૈર્યની તારીફ કરી. તે બોલી કે અંતઃકરણનું સમાધાન થશે, એ જ નિગ્રહ કરી કષ્ટ ભોગવ્યાનું ફળ છે. મંડળીમાં રોજનું બોલવુંચાલવું એ શિવાય, હંમેશ એના એ જ વિચાર તેના મનમાં ઘોળાતા. કેટલાક દિવસ પછી ઉત્તરોત્તર તેને ચેન પડે નહિ એમ થયું. તેને પોતાને લાગ્યું નહિ કે, મારો પોતાનો મનોનિગ્રહ ઓછો છે. આથી તેને એવો પ્રશ્ન થયો કે, મારું ભવિષ્યમાં શુ થશે ? મારા ભાઈનું શું થયું હશે ? વગેરે સેકડો વાતની ચિંતાને લીધે મને ચેન પડતું નથી. થોડા દિવસ પૂર્વે આ વાત તેના મનમા પણ આવી ન હતી. એક દિવસે સવારના ચિંતાક્રાંત બેઠી હતી, તેવામાં પેકયુઆ તેની પાસે આવી, અને બોલી 'બાઈ સાહેબ' હબસી દેશના દરબારમા મોકલેલો દૂત આવ્યો છે, અને તે મળવાની રજા માગે છે' આ ખબર સાંભળતાં જ રાજકુવરી ગભરાઈ તેને લાગ્યુ કે, ભાઇને મૂકીને આ કિલ્લો છોડી આનંદગુહા તરફ શી રીતે જવુ. તે દૂતે કૂર્નિશ કરી, રાજપુત્રના નામના સઘળા કાગળો નિકાયાની પાસે મૂકયા. તે તેણે પોતાના પલંગપર મૂકી જાસૂસને ત્યાંની સર્વ હકીકત પૂછી. તેથી તે નીચે પ્રમાણે કહેવા લાગ્યો.

જાસૂદ—હબસી દેશની રાજધાની ગોંદાર ગયા પછી મને એમ જણાયુ કે, આખી રાજધાનીમાં એક જ ધામધૂમ ચાલી રહી છે. તમારા પરાક્રમી પિતાના બીજા પુત્ર સાર્જા અને ત્રીજા પુત્ર મેનાસ એ બન્નેએ પોતાના પિતાના રાજ્યમાં બંડ ઉઠાવ્યું છે, અને વૃદ્ધ બાદશાહ આજ પોતાના દરબારમાં કેદ પડયા જેવો છે. આ રાજપુત્રોનો સ્વભાવ મહત્વાકાંક્ષી છે, એ તમે જાણો છો. રાજપુત્ર રાસેલાસે આનંદગુહામાં જે માર્ગ કર્યો હતો, તે માર્ગે તેઓ આનંદગુહામાંથી બહાર નીકળી ગયા, અને તેઓએ મોટી ફોજ એકઠી કરી અમારો પ્રાંત તેમના તાબામાં લઈ લીધો છે. તેઓએ બંડ કર્યું છે, એ સાંભળતાંજ બાદશાહે ત્વરાથી એક ફોજ એકઠી કરી તેમની સાથે લડવા નીકળી પડ્યા. પોતાના વડિલ પુત્ર ઝેંગિસ્‌ને ઘોડેસ્વાર પલટણનું આધિપત્ય સ્વીકારી સાથે આવવા હુકમ કર્યો હતો. બંડવાળાઓની સાથે એક નાની ઝપાઝપી

થઈ, તેમાં એ રાજપુત્ર પડ્યો. બાદશાહનું મન તેથી શોકગ્રસ્ત થઈ નિરાશ થયું છે. આના પરિણામે થોડી ફોજ સેનાપતિને સોંપી પોતાની સારી ફોજ લઈ તેઓ પાછા રાજધાનીમાં ગયા છે.

જ્યારે રાસેલાસ્‌નો પત્ર બાદશાહને મળ્યો ત્યારે તેઓની આંખમાથી દડદડ પાણી નિકળી પડ્યાં. તેઓ બોલ્યા 'આનંદગુહામાંથી નીકળી જવાને માટે હુ તેને ક્ષમા કરુ છું. પરંતુ જો તેણે પોતાના રાજા અને પિતાની આજ્ઞા માની હોત તો કદાચ સાર્જો અને મેનાસ્‌ના મનમા પણ બહાર નીકળવાનો યત્ન કરવાનો વિચાર આવ્યો ન હોત. કારણ કે એ વાત તેમના ધૈર્ય અને અક્કલની બહાર હતી. રાસેલાસ્‌ પાસે જા, અને તેને મારો હુકમ જણાવ કે એકદમ મારી તરફ ચાલી નીકળે. બાપનું સરક્ષણ કરી, કરેલાં પાપની નિષ્કૃતિ કરે. નિકાયાને હમણાં જ્યાં છે ત્યા જ રહેવા દે. પરંતુ તે પોતે કોણ છે, તે હકીકત કોઇને કાને પડવા ન દે એ બરાબર કહી સંભળાવજે. આ વખતે એમ કરવું ખાસ જરૂરનું છે. એમ નહિ થાય તો રાસેલાસ્‌ને તેને બંડખોર ભાઇઓ રસ્તામાં અટકાવશે. બીજું તેને જે કહેવાનું છે તે, અને તેને છૂટો કરવાનો કિલ્લેદારપર હુકમ, અહીથી તારા નિકળવા પહેલાં તને આપીશ.

બાઈ સાહેબ, આ પ્રમાણે તમારા વડિલનો હુકમ છે, અને તે સિવાય આ કાગળો તેમણે આપ્યા છે. આ બાબત વિષે તમને આશ્ચર્ય લાગ્યું હોય એમ તમારી ચર્યા પરથી જણાય છે, અને આ હકીકત આશ્ચર્ય પમાડે એવી છે પણ ખરી. રાજપુત્રોએ એકાએક બડ કરી એવી યુક્તિથી કામ કર્યું છે કે રાજધાની અને સરહદ ઉપરના પ્રાંતો વચ્ચેનો સઘળો વ્યવહાર બંધ કરી નાંખ્યો છે. તેમના રખવાળ પાસેથી છૂટી આવતાં મને પણ ઘણી પચાત પડી હતી. તેમની નજરચૂક કરવાને માટે મારે અનેક પ્રકારના વેષ બદલવા પડ્યા હતા,. પણ તે કહી સાંભળવાનો ત્રાસ હું તમને નથી આપતો."

---

# પ્રકરણ ૧૯

## હબસી દેશમાં બંડ ( ચાલુ )

પોતાના બાપની અને રાજ્યની દુર્દશા સાંભળી રાજકુંવરીને ઘણું દુ ખ થયુ. આમ થવામાં તે પોતે કંઇક અંશે કારણભૂત હતી, અને હવે બાદશાહને ઉપયોગી થઈ પડવાનું સામર્થ્ય તેનામાં ન હતું. આ બિના મનમાં આવવાથી તેને વિશેષ દુઃખ થયું. તેને લાગ્યું કે આ સમયે મને કોઇનો પણ આશ્રય નથી. રાસેલાસ્ દૂર હતો એટલું જ નહિ પણ તે ક્યારે આવશે એની પણ તેને ખબર ન હતી. તેની ઇચ્છાનુસાર દિનારૂબસ પણ તેને શોધવા ગયો હતો. હવે રાજકુંવરનો પત્તો મળશે કે નહિ, એનો જ માત્ર સંશય હતો. દિનારૂબસ આ વખતે અહિ હોત તો મદદરૂપ થઈ પડ્યો હોત, પણ તે આશા અત્યારે તો નકામી હતી. આવા સંકટના પ્રસંગે અમાલ્ફિસ્ને શું કહેવું, તેની તેને સૂઝ પડી નહિ. રાસેલાસ્ના નામના આવેલા કાગળ ફોડવાને પેકયુઆએ તેને કહ્યું, પરંતુ તેણે સાફ કહી દીધુ કે 'હું એ કામ કદિ કરીશ નહિ. જો કોઈ પણ કામ ખરાબ હોય તો પછી તે કરવાનો હેતુ ગમે તેટલો સારો હોય તો પણ તે કરવું વાજબી નથી. બીજાના નામના કાગળો ફોડવા, એ પણ અવિશ્વાસનું કામ છે. રાજકીય કામને માટે એમ કરવું કદાચ યોગ્ય હશે, પણ ખરાપણા અને સભ્યપણાને એ અણછાજતું છે. બાદશાહે રાસેલાસ્ને શો હુકમ કર્યો છે, તેની મને ખબર નથી; પરંતુ મારા પોતાના સબંધમાં તેમનો હુકમ શો છે તે હું જાણી શકી છું, અને તે પ્રમાણે હું વર્તીશ.

પછી તેણે આવેલા જાસૂસને અમાલ્ફિસ્ની પાસે મોકલ્યો અને બંડની સઘળી હકીકત અને બીજી કહેવા જેવી બિના તેને કહી સંભળાવવા કહ્યુ. વળી તેને એ પણ જણાવવાનું કહ્યુ કે 'લડાઇના ભયંકર પ્રસંગની વખતે હું ત્યાં ન જતાં અહીં જીલિયાની સાથે સુરક્ષિત રહીશ.' બાદશાહે રાસેલાસ્ને પોતાની મદદે આવવાનો હુકમ કર્યો છે, તે પણ જણાવવા તેને કહ્યું.

બંડરૂપી અગ્નિની જ્વાળા હબસી દેશમાં ત્વરાથી પ્રસરી હતી, એ હકિકત અમાલ્રિક્સે ઘણાને મોંએ સાંભળી હતી. બાતમી ન ફૂટે, એને માટે પોતાના મોટા સૈન્યમાં માણસ તજવીજ રાખે છે અને થોડા દિવસ લોકો એ પ્રમાણે વર્તે છે; પરંતુ જે બિના ઘણા લોકોને ગુપ્ત રાખવાની હોય છે; અને જેના ફૂટવાથી પુષ્કળને ફાયદો થવાનો સંભવ હોય છે, તે વાત લાંબો સમય છાની રહેતી નથી.

બાદશાહ તરફથી કંઈ પણ હુકમ આવ્યો ન હતો, તેથી અમાલ્રિક્સ્‌ને શું કરવુ તેની મુઝવણ થતી હતી. કારણ કે જો રાજા જુલમી હોય તો તેના હુકમ વગર કામ કરવુ એ લાભદાયક નથી આ સિવાય વળી તેને કાને એ વાત પણ આવી હતી કે, પુષ્કળ સ્વારોની વચમાં રહીને તેણે રાજધાનીનો માર્ગ રોકયો છે. જો રાજપુત્રો પોતાનું સૈન્ય લઈ રાજધાની પર હલ્લો કરે તો ત્યાંના લોકોથી બચાવ થાય તેમ નથી. બાદશાહની મદદે ચાલી નીકળ્યા પછી આપણી જ પાછળ કદાચ મિસર દેશના લોક ચઢાઈ કરી આવે એ પણ ભય હતો. આ બધી બાબતોનો દૂરદૃષ્ટિએ વિચાર કરતાં તેને એમ લાગ્યુ કે, આ થાણું ન છોડતાં સ્વસ્થપણે જે થાય તે જોયાં કરવું, એ જ અત્યારે તો કર્તવ્ય છે.

ઉપર પ્રમાણે અમાલ્રિક્સે વિચાર કર્યો છતાં તેને ઘણી જ ફીકર થવા લાગી, અને નિકાયા તો ઘણી ગભરાઈ ગઈ. રાજપુત્રોનો ઉપરાઉપરી જય થતો જાય છે, અને બાદશાહના સૈન્યમાં વ્યવસ્થા નથી એવી ખબર એક બાજુથી આવવા લાગી. આ ચિંતાતુર સમયમાં એક સમાધાનકારક બીના બની, અને તે એ કે કૈરોના નવા સુબેદારે અમાલ્રિક્સ્‌ની તરફ વકીલ મોકલી કહાવ્યું હતું કે 'પ્રથમના અધિકારીના વખતમાં તમારા મુલક પર જે હલ્લો કરવામાં આવ્યો હતો, તેને માટે અમે માફી માગીએ છીએ. વગર હુકમે લઢાઈ કરવાની વાત સાંભળતાં જ સુલતાને તે અધિકારીને શિક્ષા કરી, તેની જગ્યાએ બીજાની યોજના કરી છે. વળી અમાલ્રિક્સ્‌ના મુલકમાં જે નુકસાન થયુ હોય, તે ભરી આપવા જે લોકોને કેદ કરવામાં આવ્યા હોય તેને છોડી મૂકવા,

અને ગુનેગારોને શિક્ષા કરવાનો તેને હુકમ કરવામાં આવ્યો છે.' વળી તે વકીલે અમાલિક્સ્‌ને જણાવ્યુ કે 'પહેલાંના અધિકારીના નાદે લાગી જે મિસરવાસીઓએ અને આરબોએ બંડ ઉઠાવ્યુ હતુ, તેમને શિક્ષા કરવાનો જે હુકમ સુલતાને કર્યો છે, તેને અમલમા મૂકવા તુર્ક સ્વારોની એક એક ટુકડી સુલતાને મોકલી છે' પોતાના મુલકમાંથી કયા કયા માણસોને કેદ કરવામા આવ્યા હતા તે અને રાસેલાસને માટે અતિશય કાળજીથી તપાસ કરવા અમાલિક્સે તે વકીલને પ્રત્યુત્તરમા જણાવ્યુ.

'બને તેટલી મહેનત કરી હું શોધ કરીશ' એવો તે વકીલે જવાબ આપ્યો આથી, અમાલિક્સ્, નિકાયા, જીલિયા એઓને પરાકાષ્ટે આશા થઈ કે, હવે રાસેલાસ્‌નો જલદીથી છૂટકારો થશે.

---

## પ્રકરણ ૨૦

### રાજકુંવર ખરું ધૈર્ય બતાવે છે

રાસેલાસને કેદમા પડ્યાને ઘણા દિવસ થયા હતા. સસારની અનેક સ્થિતિની તુલના કરી, પરમેશ્વરપર વિશ્વાસ રાખી, શાસ્ત્રના અભ્યાસમા કાળ વ્યતીત કરવાથી મનનુ કેવુ સમાધાન થાય છે, એ બાબતોનો વિચાર કરી, પોતાની સ્થિતિને માટે અસતોષ ન માનતા તે શાતિથી રહેતો હતો. તેના પાસે જે પહેરેગીર હતો તે તેના માલેકના હુકમ પ્રમાણે એક શબ્દ શુદ્ધાં બોલતો નહિ, પરંતુ તેના ચહેરાપરથી તે ગભરાઇને બાવરો બન્યો હોય એમ રાસેલાસ્‌ને ભાસતું હતુ એમ બેચેન થવાનુ કારણ તેણે તેને પૂછ્યું, પણ તેણે કંઈ જવાબ આપ્યો નહિ.

એક દિવસ એવુ બન્યુ કે ખાવાનો સમય થઈ ગયો, પણ કોઈ ખાવાનુ લઇને આવ્યુ નહિ. તેથી રાસેલાસને સ્હેજ ભય લાગ્યો રાત પડી ગઈ, તોપણ કોઈ આવ્યું નહિ. એથી તે છેક ગભરાઈ ગયો. તે ખડકીને કાન લગાડી સાભળવા લાગ્યો, પણ રોજની માફક પહેરે-ગીરોનું ગણગણવું કે વાતચિતનો કંઈ અવાજ તેના કાને પડ્યો નહિ.

તેમની ઓરડીમાં અજવાળું સુદ્ધા ન હતું. તેણે પુષ્કળ હાંક મારી, પણ કોઇએ જવાબ આપ્યો નહિ. આખરે કોઇનો પગરવ તેને કાને પડ્યો એમ તેને લાગ્યું. થોડીવારમાં તેને એક પહેરેગીર જણાયો. બીજો પહેરેગીર નિત્યના નિયમપ્રમાણે ખાવાના પદાર્થ લાવવાને માટે ડુંગર નીચે ગયો હતો, તે પાછો આવ્યો ન હતો, માટે તેને જોવાને પહેલો પહેરેગીર ગયો હતો, તે અત્યારે પાછો આવ્યો હતો તે એકલો હતો, તેથી રાસેલાસની પાસે જતો નહિ. તેને એમ લાગતું હતુ કે, છૂટવાને માટે તે મારી સાથે દડાઈ કરશે. રાજકુવરને રાતે મુદ્દલ ઉંઘ આવી નહિ સવારે ઉઠીને તે જૂએ તો પહેલો પહેરેગીર કિલ્લાથી તેને દૂર જતા જણાયો. રાસેલાસે મોટેથી તેને હાંક મારી, પરંતુ તે પાછું ન જોતાં આગળને આગળ ચાલવા લાગ્યો. ગઈ કાલ ગયલો પહેરાવાળો ખાવાનુ લઇને આવ્યો ન હતો, તેથી મારે ઉપવાસી રહેવુ પડ્યુ હતુ તેને લાગ્યું કે, કદાચ ખાવાનુ લેવા ગયો હશે, એવા વિચારથી તેને જરા ઠીક લાગ્યું. એ દિવસે પણ તેણે આગલા દિવસની માફક પુષ્કળ રાહ જોઈ પણ કોઈ આવ્યુ નહિ ત્યારે આ એકાંત જગામાં ઉપવાસી મરી જઇશ. એવા વિચારથી તે એકદમ ગભરાઈ ગયો. ચારે તરફ નિર્જન અને સુનકાર હતું, વળી રાત પડી ગઈ હતી, તેથી અંધકાર વ્યાપી ગયો હતો, વિશ્રાંતિની લેશ પણ આશા તેને જણાઈ નહિ. આવી સ્થિતિમાં કોઈ દયા લાવી તેનો છૂટકારો કરે એવી આશા તેને લેશમાત્ર પણ નહતી. તેને લાગ્યું કે ખચિત હવે હુ મરવાનો.

પોતાના પ્રાણની પરવા ન કરતાં તુમુલ યુદ્ધમા મરવા માટે રાસેલાસને કઈ લાગતુ નહતું, પરતુ આ એકાત સ્થળમાં કોઈ પણ મનુષ્ય સમીપ ન હોવાથી મૃત્યુ આવી પહોંચ્યુ છે એમ તેને જણાયુ ત્યારે તેના મનની સ્થિતિ કઈ જૂદા જ પ્રકારની બની હતી. યુદ્ધમા તો કીર્તિની આશા હોય છે પણ આ વખતે તો તેવી આશા નહતી. આવા વખતે મૃત્યુનો ભય જિતવાને માટે અપ્રતિમ ધૈર્યની

જરૂર પડે છે. કોઇને કંઈ વસ્તુ સોંપવી નહિ, કોઇનો સદેશો લેવો નહિ, આવા સંજોગોમાં જેનાથી બીજું કંઈ વધારે પ્રિયતર નથી એવો પ્રાણ ખોવાનો સમય આવે, તે વેળાએ સ્વસ્થ રહેવાને માટે અંતરમાં અપૂર્વ વૈરાગ્યવૃત્તિ જોઇએ.

ઉપર કહ્યા પ્રમાણે રાજકુંવર અસ્વસ્થ થયો હતો, છતાં ધીરજ રાખીને 'પ્રભુની મરજી હશે તેમ થશે' એમ મનમાં સમજી સ્વસ્થપણે આ એકાતવાસમાં મૃત્યુની રાહ જોતો બેઠો હતો.

મન ક્ષુબ્ધ હોય છે ત્યારે ઉંઘ આવતી નથી, પણ જો 'આપણે થવાનું હશે તે થશે' એમ સમજી ધીરજ રાખીએ તો તે પોતાની મેળે આવે છે. રાસેલાસ સ્વસ્થપણે સૂતો હતો, એટલામાં કંઇક ચમત્કારિક શબ્દ તેને કાને પડવાથી તે જાગૃત થયો. ઉઠીને ઉભો થવા જાય છે, એટલામાં તે ઓરડીનો દરવાજો ઉઘાડી કેટલાક હથીઆરબંધ તુર્ક લોકો અંદર દાખલ થયા. તેઓમાં જે મુખ્ય અધિકારી હતો તે બોલ્યો "તમારો છૂટકારો કરવાને માટે અમને મોકલ્યા છે. અમાલ્ફિસના કિલ્લામાં તમને પહોંચાડવા, એવો અમને હુકમ છે."

થોડીવાર પછી તેણે કહ્યું કે, સુલતાનને ગુસ્સો આવવાથી તેણે કેદ કરવામાં આવેલા સઘળા માણસોની તપાસ કરવા આપણા સૈન્યને હુકમ કર્યો છે. તમારા પહેરેગીરને પકડવામાં આવ્યો, તેથી તમારો પત્તો મળ્યો. પહેલાં પહેરેગીરે તો કંઈ જવાબ આપ્યો નહિ, પણ બીજા પહેરેગીરે, દયાથી કહો કે ભીતિથી કહો, ગમે તેમ તે અમને અહી લઈ આવ્યો. આ કિલ્લામાં આવવાને આ શિવાય બીજો માર્ગ ન હતો.

---

## પ્રકરણ ૨૧.

### રાજકુંવર કિલ્લામાં પાછો આવે છે.

નિરાશ થવાને લીધે ભવિષ્ય વિષેની સર્વ કલ્પના રાસેલાસના મનમાંથી નષ્ટ પામી હતી. હવે તે સર્વ એક પછી એક તેના મનમાં

પુનઃ ઉદય થવા માંડી. જે કામો કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો અને બંદિખાનામાં પડવાથી જે પડતાં મૂક્યાં હતાં, તે સર્વ એકદમ કરુ એમ તેને લાગવા માંડ્યુ. તે એક પછી એક સેંકડો પ્રશ્ન પૂછવા લાગ્યો. તેના ભાઇએ કરેલા બંડની હકીકત તુર્ક લોકોએ કહી, એટલે તેનું સર્વ લક્ષ તે તરફ લાગ્યું.

બંડની ખબર સાંભળી રાજકુંવરને ભારે દુ:ખ થયું અને પશ્ચાત્તાપ પણ થયો. તેનો ભાઈ છૂટો શી રીતે થયો અને પિતાએ મારો પણ વાંક કાઢ્યો હશે એની તેને ખબર ન હતી. પણ પોતાનો હેતુ ખરાબ ન હોવાથી આજ્ઞાભંગનો દાખલો પાડવા માટે તે પોતાનો વાક કાઢવા લાગ્યો. મનમાં આવે ત્યારે એક સ્થિતિ છોડી બીજી સ્થિતિમાં જવું, એ અનર્થનું કારણ છે એવી તેની ખાતરી થઈ. વળી પ્રાપ્ત થઈ હોય તે સ્થિતિમાં પ્રત્યેક મનુષ્યે સંતોષ માની બેસી રહેવું, એ આવશ્યક છે એમ તેને જણાયું. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, આટલો વિચાર કરી શોધ કરી તે વ્યર્થ. બદિખાનામાં પડી ફજેત થઈ હાલહવાલ થવું પડ્યું. જીલિયાને માટે પ્રીતિ ઉત્પન્ન થઈ હતી, તે નિષ્ફળ થઈ. બાપને ત્રાસ પડવાનું અને રાજ્યમાં બંડ થયું, તેનું કારણ પણ હું જ છુ એમ તેને ભાસ્યું. એટલું જ નહિ પણ, મારા ભાઇને અતિ નીચ ગુન્હો કરવાને પ્રવૃત્ત થવાનું કારણ મારા ચચળી સ્વભાવનું ફળ છે, એમ તેને લાગ્યું. આવા વિચાર મનમાં આવવાથી તેણે પોતાની સાથેના માણસોને ઉતાવળથી ચાલવાનું કહ્યુ. આથી તેઓ ઘણા જલદીથી અમાલ્ફિસના કિલ્લા આગળ આવી પહોંચ્યા. ત્યાં જઈ પહોંચતાની વાર તેના ભાઇએ કરેલા બંડની કાચી હકીકત તેને ખબર પડી. રાજકુંવરીએ બાદશાહ તરફથી આવેલા સર્વ કાગળ તેને આપ્યા; અને ડિનાર્બસે મિત્રતાની ખાતર કેટલો શ્રમ કર્યો હતો તે કહી સંભળાવ્યો અને તેની જ ખટપટથી છૂટકારો થયો કે શું તે પૂછ્યું. ડિનાર્બસે કરેલી મહેનતની વાત સાંભળી, રાજકુંવરના મનમાં તેને માટે અતિ પ્રેમ અને કૃતજ્ઞતા ઉત્પન્ન થઈ. તે તેને મળી

શકયો નહિ તેથી તેને ઘણો ખેદ થયો તેણે બાદશાહના આવેલા પત્રો વાંચી જોયા. તે ઉપરથી ત્યાં હમણાં કેવી સ્થિતિ છે, તે તેના ધ્યાનમાં આવી. આનંદગુહામાંથી ચાલી નીકળવા માટે પુત્રને થોડો દોષ દઇ બાદશાહે લખ્યુ હતુ કે, મને સહાય કરવા એકદમ ચાલી આવવું અને સર્વ લસ્કર તાબામા લઈ તારે રાજ્યપદ સ્વીકારવું. છેવટમાં ઉમેર્યું હતુ કે 'હવે હું વૃદ્ધ થયો છુ. રણમાં જઈ મારાથી વીરગર્જના થઈ શકતી નથી. વળી ન્યાયાસનપર બેસી મારાથી બરોબર ન્યાય પણ થઈ શકતો નથી. માટે અહી આવી તારા પિતાના મસ્તકપરનો મુકુટ ધારણ કર. બંડખોર ભાઇને જિતીને તેને શિક્ષા કર. મમતાને લીધે કદાચ આંખ આડા કાન કરી હુ તેને છોડી મૂકીશ. નિકાયાને શૂર અમાલ્ફિસની પાસે રહેવા દે જે. તે મહા સદાચરણી છે અને તેણે મોટાં મોટાં કામ કર્યા છે એ મારા લક્ષમાં છે. વળી તે સરહદપર હોવાથી મોટો લાભ છે. નહિ તો મેં ક્યારનીએ મોટી જગા આપી હોત. તે વિશ્વાસુ માણસ છે, એમાં જરા પણ શક નથી; છતાં તું અને તારી બહેન એ કોણ છો, તે તેની જાણમાં આવવા દેશો નહિ. એ ખરી વાત છે કે વિશ્વાસઘાત કરી તે તને કદિ સાર્ઝાને સ્વાધીન કરશે નહિ. છતાં હુબસી દેશના બાદશાહના પુત્ર અને કન્યાનું સંરક્ષણ કર્યું, એ વાત પ્રસિદ્ધ થતાં તેને મોટી બક્ષિસ આપવી પડશે. આવી બક્ષિસને યોગ્ય તેનો હક્ક ઉત્પન્ન કરવો, એને માટે હમણાં સગવડ નથી." આ પત્ર વાંચીને રાસેલાસના મનની સ્થિતિ એકદમ વિલક્ષણ થઇ. તેની પિતાને માટે તેના મનમાં પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઈ; અને ફરીથી તેની આજ્ઞા બહાર ન વર્તવું, એવો નિશ્ચય પણ કર્યો. પણ વડિલ ભાઈ હયાત છતાં ગાદિપર બેસવાની વાત તેને અરુચિકર લાગી. ભાઇને શિક્ષા કરવાની વાત સાંભરતાં તેને કમ્પારી છૂટી. વળી જે મનુષ્યના વિશ્વાસને બાદશાહે માન્ય કર્યો હતો, અને જેના શૌર્યનાં વખાણ કર્યા હતાં, તે મનુષ્યની સાથે સાવધપણાથી વર્તી, પ્રકટ રીતે તેનો ઉપકાર ન માનવાની વાતથી તેના ઉદાર મનમાં તિરસ્કાર આવ્યો. પછી અમાલ્ફિસને બાદશાહે મોકલેલો હુકમ રાજકુંવરે વાંચી સંભ-

ણાવ્યો. તેમાં એવું લખ્યું હતું કે, 'રાસેલાસ અને નિકાયા એ બન્ને બાદશાહનાં કૃપાપાત્ર એ ઉમરાવનાં છોકરાં છે.' રાસેલાસને એકદમ દરબાર તરફ નીકળી આવવા હુકમ કરવો અને નિકાયાએ તમારી પાસે રહેવું અને તમારે તેની ઉત્તમ રીતે સંભાળ લેવી."

રાજકુંવરે પોતે કેમ વર્તવું, એના સંબંધમાં તેણે લાંબો વિચાર કરી, આખર એમ ઠરાવ્યું કે બાપનો હુકમ હોય તો પણ પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે વર્તવા મને કંઈ હરકત નથી. તેના પિતાને માટે તેને પૂજ્ય બુદ્ધિ હતી, તે છતાં અમાલ્ફિસની સાથે કૃતઘ્નતાથી તેનાથી વર્તાયું નહિ. તે તેની પાસે ગયો અને બાદશાહનો હુકમ હાથમાં આપી બોલ્યો. "અમાલ્ફિસ સાહેબ! મારે હવે જવું જ જોઇએ. મારા ઉપર આપનો કેટલો ઉપકાર છે, તે શબ્દથી વર્ણવી શકાય તેમ નથી. તમે અમને આશ્રય આપી અમારું રક્ષણ કર્યું, એટલું જ નહિ; પણ અમારા ઉપર પ્રીતિ રાખી અમને ઘણી બાબત શિખવાડી છે. જો તમારી સહાય ન મળી હોત તો આજ બાદશાહને ઉપયોગી થઈ પડવાનો સુપ્રસંગ આવ્યો ન હોત. અંગમાં શક્તિ છતાં અવિચારથી કંઈનું કંઈ કરી બેઠો હોત. નહિ તો કદાચ અનુભવ વિના, આમ કરવું, તેમ કરવું એવી ખોટી ડફાંસો હાંકી હોત. તમે જ મને ખરુ તત્ત્વજ્ઞાન શીખવી, ઈશ્વર ઉપર ભરોંસો રાખી, શાંતિ ધારણ કરવાનું શિખવ્યું છે. હું જાઉં છું, પરંતુ મારા ઊપર તમારા બહુ ઉપકાર થયા છે, એ મારા ધ્યાનમાં છે; પણ વળી એક બીજો ઉપકાર મારા ઉપર કરશો, એવી મારી તમને પ્રાર્થના છે. આ ઉપકાર કરવાનું તમારા હાથમાં છે. જીલિયાને મને આપી સુખી કરો. હબસી દેશમાં બંડ સમાઈ જાય, એટલે તેનું લગ્ન મારી સાથે કરવામાં આવશે એવું મને અભિવચન આપો, એટલે હું સંતોષથી જાઉં." બાદશાહનો હુકમ અમાલ્ફિસે સન્માનપૂર્વક વાંચ્યો, અને બાદશાહની મહોર છાપને કૂર્નિશ કરી તે બોલ્યો: "બાદશાહના હુકમ પ્રમાણે હું સર્વ કરુ છું. તમારી વિનતિને માટે પૂછતા હો, તો મારે કહેવું જોઇએ કે,

મારા વંશને તમે એટલું માન આપવાનો વિચાર કર્યો, તેને માટે તમારો ઉપકાર માનું છું. પરંતુ જીલિયા પોતાની મરજીમાં આવે તે પુરુષને વરે. તેમાં હું આડે આવવાનો નથી. આ બાબત મારા દેશના રિવાજની વિરુદ્ધ છે, છતાં હું આ બાબત મારો અધિકાર મૂકી દઉં છું. તે જો તમને અનુમોદન આપશે, તો તમારા જેવા યોગ્ય પુરુષને તેને આપવાથી મને આનંદ થશે; કારણ કે તમારું આચરણ અને વિચાર મને અતિશય પસંદ છે. તમારી કૃપા હોય, એ મને ભૂષણરૂપ જણાય છે. જીલિયાનું અંત:કરણ અતિ નિષ્કપટ છે. તેના મનમાં શું છે તે પૂછતાં તે સર્વ જણાવશે તેમ થયું એટલે હું મારો ઉત્તર નિશ્ચિત કરી જણાવીશ."

---

## પ્રકરણ ૨૨.

## યુક્તિસામર્થ્ય.

રાસેલાસનો મનોગત વિચાર જીલિયાને અવગત હતો, અને તે તેને માન્ય પણ હતો. પોતે કોણ છે તે તેણે કહ્યું ન હતું, અને તે વાત તેને યોગ્ય જણાઈ નહિ, તેથી તેણે પોતાનો મનોભાવ ગુપ્ત રાખ્યો હતો. તેને લાગતું કે મારી સાથે લગ્ન કરવાની વાત અમાલ્ફિસને મોએ કરવાને તેને શી હરકત છે? તેણે પોતાના મનના સર્વ વિચાર પોતાના બાપને જણાવ્યા, અને કહ્યુ કે આપને યોગ્ય લાગે તે જવાબ આપ રાસેલાસને આપો. આ સાભળતાંની વાર અમાલ્ફિસનુ મોં હર્ષથી પ્રફુલ્લિત થયુ, અને તેને આનદાશ્રુ આવ્યાં. તેણે તરત જ રાસેલાસને બોલાવી આશીર્વાદ આપી કહ્યુ કે 'ઉભયને પરસ્પરનો પ્રેમ દૃઢ કરવાની જે ઇચ્છા છે, તે મને માન્ય છે.' નિકાયાએ પોતાના ભાઇને એક બાજૂએ બોલાવી દિનાર્બસની સાથે જે વાતચિત થઈ હતી તે કહી સંભળાવી. તે વિષયમાં તે કઈ જ બોલ્યો નહિ; કારણ કે જે સ્વત: સુખી હોય છે, તે બરાબર રીતે બીજાના મનનું સાંત્વન

કરી શકતો નથી, અને વળી નિરાશ થયેલા મનુષ્યને ઓછું વત્તું કહેવું, એ પણ યોગ્ય નથી.

પ્રેમ અને કૃતજ્ઞતાપૂર્વક વર્તન કરી થોડો વખત રાસેલાસ કિલ્લામાંથી ચાલી નિકળ્યો. પેલો આવેલો દૂત તેની સાથે હતો. તે કોઇનાથી ગાંજ્યો ન જતાં રાજકુંવરને હુબસી દેશની રાજધાની ગોંધાર શહેરમાં લઈ ગયો. રાજપુત્રોનું સૈન્ય ઘણે છેટે હતું, છતાં શહેરના સર્વ લોક ગભરાઈ ગયા હતા, એમ તેને જણાયું. ભીતિ અને ક્રોધથી બાદશાહનું મન પણ ગભરામણમાં પડયું હતું. તેની પાસે કેટલાક વૃદ્ધ મંત્રીઓ હતા. તેઓમાંના એકે પણ યુવાનીમાં પરાક્રમ કરી બતાવ્યું ન હતું. વૃદ્ધાવસ્થામાં બીકણપણું અને આળસ એ તેમના ગુણ વૃદ્ધિગત થયા હતા. કેટલાક બી ગયા હતા, અને કેટલાક ક્રોધાંધ થઈ ગયા હતા. બંડખોર રાજપુત્રોને શી શિક્ષા કરવી, તે વિષયમાં વાદવિવાદ ચાલતો હતો, અને તેઓ શહેર નજીક ન આવે, તેને માટે પુષ્કળ તજવીજ થઈ રહી હતી.

ઉપર પ્રમાણે તૈયારી ચાલતી હતી, છતાં પુષ્કળ લોક બાદશાહી સૈન્યમાંથી નિકળી જતા હતા; કારણ તે સૈન્યના અધિકારીઓ કેવળ જૂલ્મી હતા. કોઈ પણ બાબત સિદ્ધિએ પહોંચાડવાની શકિત તેમનામાં નહતી. તેઓ જોઇએ, તેટલા પૈસા ઉડાવતા હતા, પરંતુ જ્યા ઉદારતા દેખાડવી જોઇએ ત્યાં તે પ્રમાણે વર્તતા નહિ. તેમના ઠાઠમાઠમાં પુષ્કળ પૈસા જતા; તેથી જે જે ભાગમાં તેમના લશ્કરનો પડાવ હોય, ત્યાના લોકોને તેઓ હેરાન કરી મૂકતા. પરાજયથી અપકીર્તિ થશે કિવા પોતાના પ્રાણને હાનિ થશે, એવા ભયથી ઘણું ખરું તેઓ મોટી લડાઇનો પ્રસંગ ટાળી દેતા. રાજપુત્રો તેમના સૈન્યપર છાપો મારતા, તેથી નાની નાની ઝપાઝપી થતી, અને તેમા તેઓ પરાભવ પામતા. આટલી બાબતો અનુકૂળ હોવાથી રાજપુત્રોએ જો વિચારપૂર્વક કામ ચલાવ્યું હોત

તો તેમનો સત્વર જય થયો હોત; પરંતુ તેમનામાં પણ ફાટફૂટ પડી હતી. સાર્ઝો અતિ ગર્વિષ્ઠ અને ક્રોધી હતો. તે ઝટ લઇને એક વાત કરવાનો નિશ્ચય કરે પણ તે તેનાથી પાર પાડી શકાતી નહિ. મૂર્ખપણામાં જોઇએ તેટલા પૈસા ઉરાડી મૂકે, અને કોઈ પણ ખરાબ કામ કરવાનું હોય તો તે ખુલ્લું કહી સંભળાવે; અને તે કરવાને માટે ફાવે તે ઉપાય યોજે. પોતાનું કામ જલદી થાય તો સારું એમ તેને લાગતું, પણ ચેનબાજી અને મોજમજામાં સમય વ્યતીત કરી, તે કામ પૂરું કરવામાં બેદરકારી રાખતો.

મેનાસ્ તેના જેવો મહત્વાકાંક્ષી હતો ખરો, પણ વ્યવસ્થિત હતો. બહાર જોવામાં તે લોકોને સભ્ય જણાતો હતો. તે દુરાચરણ કરતો, પરંતુ લોકોને તેની ખબર ન પડે, એને માટે સાવધગીરી રાખતો. તે મોજીલો હતો, છતાં રાજ મેળવવાની આશાએ બરાબર વર્તતો. તેને લાગતું હતું કે રાજગાદી પ્રાપ્ત થયા પછી મને જે જોઇશે તે આવી મળશે. તે પોતાને માટે નહિ, પણ પોતાના ભાઇને માટે ખટપટ કરતો હોય એમ દેખાડતો. સાર્ઝોને માથે મુકૂટ મૂકવો, એ શિવાય મારી કંઈ ઇચ્છા નથી, એમ તે લોકોમાં પ્રસિદ્ધ કરવા યત્ન કરતો. આટલું છતાં પોતાનો ભાઈ ગાદી ઉપર બેસશે એટલે મૂર્ખપણાથી વર્તશે, અને તેમ કરશે એટલે તે લોકોમાં અપ્રિય થઈ પડશે, માટે એવા પ્રસગે લોકોની મદદની આપણને જરૂર પડશે એમ ધારી, ગુપ્ત રીતે પુષ્કળ લોકોને પોતાને અનુકૂળ કરી લેવા પ્રયત્ન કરતો. અત્યારે તો સર્વ લોક સાર્ઝોને અનુકૂળ હતા. કારણ કે તે બહારથી હોંશિયાર અને ઉમદા પુરુષ જણાતો હતો. તેના ઉતાવળપણામાં કંઈ કામ કરી બેસતો તેથી તે શૂર છે એમ લોકો ધારતા હતા. મોજીલો હોવાથી તે લોકપ્રિય હતો. છતાં મૈનાસ્‌ના રાજ્ય મેળવવાના ઉપાય અધિક બળવાન્ હતા. આટલું ધૈર્ય ધરી બંડ ઉઠાવવાનું મુખ્ય કારણ સાર્ઝો છે, એવું લોકોમાં મનાતું હતું. છતાં આ કામ કરવાને મૈનાસે તેને ઉત્તેજન આપ્યું હતું, અને

આગળ ચલાવવામાં મુખ્ય મદદ પણ તેની જ હતી. રાસેલાસને તેના પિતાએ જે શત્રુઓને પરાજય કરવા કહ્યું, તેઓ આવા સ્વભાવના હતા, અને તેના સગા ભાઈ હતા.

સૈન્યના મુકામપર આવતાં જ અધિકારીઓએ રાસેલાસ્‌ને સર્વથી મોટો અધિકારી બનાવ્યો. પહેલાં તો તેણે સૈન્યની સર્વ અવ્યવસ્થા દૂર કરી, સારો બંદોબસ્ત કર્યો. પ્રથમ કરકસરથી ખર્ચ કરતાં તેણે શીખવ્યું. એમ કરવાથી તેની લોકપ્રિયતા ઓછી થઈ નહિ; કારણ કે તે પોતે વ્યવસ્થિત અને કરક-સરથી વર્તનાર હતો. આના પરિણામમાં તેની સદાચરણપ્રિયતાને લીધે વા લજ્જાને લીધે લોકોને તેનું અનુકરણ કરવું પડ્યું. શત્રુના સૈન્યની સાથે ટક્કર મારવા પોતાની ફોજ યોગ્ય જણાતાં તે આમ્હારા પ્રાંત તરફ ગયો. બાગેમ્દાર શહેરની પાસે વિસ્તીર્ણ મેદાન હતું. આ મેદાનમાં બંડખોરોનું સૈન્ય હતું. અહીં તે સૈન્ય સહ વર્તમાન આવી પહોચ્યો. અહીં લઢાઈની તૈયારી માટે સૈન્યને ઉભું રાખી, પોતાના ભાઇઓને એક જાસૂસ સાથે સદેશો મોકલ્યો કે મારે મળીને કંઈ વાતચિત કરવી છે માટે આવી જાઓ.

---

## પ્રકરણ ૨૩.

### રાસેલાસનો વૈરશમનને માટે પ્રયાસ.

રાસેલાસને મળવાને માટે બન્ને ભાઇઓ મેદાનના મધ્ય ભાગમાં આવ્યા. ત્યાં મોટો સુંદર તંબુ ઠોકી, તેમા આવવા તેને વિનતિ કરી. રાસેલાસે કહાવી મોકલ્યું કે હું તંબુમાં આવીશ નહિ. બન્ને સૈન્યની સમક્ષ ખુલ્લા મેદાનમાં આપણી વાતચિત થવી જોઇએ."

રાસેલાસે પ્રથમ પોતાના ભાઇઓને પિતાના રાજ્યમાં બંડ કરવાના પાતકનું કારણ પૂછ્યું. બંડ કરનાર હમેશા જે કારણો બતાવે

છે, તે કારણો તેમણે પણ બતાવ્યાં. પિતાને માટે સન્માનયુક્ત બોલી, યુક્તિથી તેના અનેક દોષો જણાવ્યા. તેની મરજી પ્રમાણે વર્તનાર મનુષ્યો અને કારભારીઓ ખરાબ છે, એમ પણ જણાવ્યું. તે જ પ્રમાણે ઉત્તરોત્તર દેશને અધિક પીડા ન થાય અને લોકોનુ કલ્યાણ થાય માટે અમે બંડ કર્યું છે એમ તેઓએ કહ્યું.

રાસેલાસે જણાવ્યું કે "તમે બાદશાહના પુત્ર છો. તેનો તમારાપર અધિકાર છે. રાજ્યમા કંઈ પણ દોષ હોય તો તે સુધારવાને રાષ્ટ્રે કિંવા તેમાના મુખ્ય લોકોએ તમને અધિકાર આપ્યો નથી. બાદશાહ તે માત્ર તમારો રાજા નહિ, પરંતુ પિતા છે; માટે તમારે તેની તરફ પૂજ્ય બુદ્ધિથી વર્તવું જોઇએ. બંડનું પરિણામ ખરાબ હોય છે. હબસી દેશમાં માહોમાંહે આ પ્રમાણે તકરાર શરુ થઈ કે, પારકા દેશના રાજા તેને જિતવા યત્ન કરશે. છેવટે હું તમને શપથ આપી કહું છુ કે, તમે આવું કૃત્ય કરવું, ત્યજી દઈ યોગ્ય રીતે વર્તો. બાપની આજ્ઞાનો ભંગ કરી હું આનંદગુહામાંથી બહાર પડ્યો, એ મેં ઘણું ખોટું કર્યું. કારણ કે તેથી જ તમનો આમ કરવાનું સૂઝ્યું. તે ગમે તેમ હો, પરંતુ હવે હુ કહું છુ તે પ્રમાણે વર્તશો તો તમને અને તમારા સૈન્યમાના સર્વ માણસોના અપરાધ માફ કરવામા આવશે."

રાસેલાસનું આવું મનોવેધક અને ધૈર્યયુક્ત ભાષણ સાંભળી સાર્ઝાનો કઠ ભરાઈઆવ્યો. તે તે જ વખતે સધિ કરવા તૈયાર હતો; પરંતુ 'મૈનાસની સલાહ પૂછી કાલે જવાબ મોકલીશ' એમ તેણે કહ્યું.

૧. સાર્ઝા અને મૈનાસ બન્ને વચ્ચે પુષ્કળ મતભેદ છે એટલું એ રાસેલાસ કળી શક્યો. વળી તે બન્નેના સ્વભાવથી જાણીતો હતો; તેથી મૈનાસ તરફથી શી શી અડચણ અને ભય આવશે, તે તેને માલમ હતાં. તે સલાહની બાબતમાં નિરાશ થઈ પોતાના તંબુમાં ગયો. સંધિ થાય એવી બન્ને સૈન્યની ઇચ્છા હતી; પરંતુ રાસેલાસ સારી પેઠે જાણતો હતો કે, કોઈ પણ સારી

વાત સાર્ઝાના મનમાં આવી તે વખતે થઈ તો થઈ; પછી તે થાય કે ન થાય થોડા વખત પછી મતલબી મનુષ્ય મીઠું બોલી, તેને બીજી કંઈ ખોટું કૃત્ય કરવાનું કહે તો તે કરે, અને તેના મનમાં ઉત્તમ વર્તણુક ચલાવવાના આવેલા વિચાર બાજુએ રહી જાય. તે મુદ્દલ દૃઢનિશ્ચયી મનુષ્ય હતો નહિ; અને ઢનિશ્ચય વગર બુદ્ધિમત્તા અને સદ્ગુણુથી કંઈ ફાયદો થતો નથી.

એવા વિચારથી રાસેલાસનું મન ચિંતાક્રાંત થયુ હતું. લઢાઈનો વિચાર કરતાં તેને લાગતું કે, જય કે પરાજય ગમે તે થાય, પરંતુ તેનું પરિણામ ઘણું ભયંકર છે. વળી તેને એમ પણ ઘડીકમાં લાગતુ કે હુ ધારું છું તેટલો ખરાબ મૈનાસ નહિ પણ હોય. ઘડીકમાં વળી તેને એમ લાગે કે, ખરાબ હોય તો પણ શું? સાર્ઝા તેનું કહેવુ માનશે નહિ.

કોણ જાણે કયારે અજવાળું થાય, એમ રાહ જોતો રાસેલાસ પોતાના તબુમા બેઠો હતો, એટલામા એક ચમત્કારિક પોશાક ધારણ કરેલો મનુષ્ય તેને મળવા આવતો જણાયો. તે આવનાર તેનો ભાઈ મૈનાસ જ છે, એમ માલમ પડતાં પાસેના માણસોને તેણે દૂર જવા કહ્યું, અને પોતાના ભાઇને મળવા આવવાનું તેણે કારણ પૂછ્યુ.

મૈનાસ—રાસેલાસ! તું કેવો ઉદાર છે, એ હું સારી પેઠે જાણું છું. તારી સાથે સલાહ કરવા, અને મારે માટે તારા મનમાં કંઈ સંશય હોય તો તે કાઢી નખાવવા હું આવ્યો છુ. સાર્ઝાનો જીદ્દી અને લુચ્ચો સ્વભાવ છે એ તુ જાણે છે. તેને મહત્વાકાક્ષા ઉત્પન્ન થઈ છે, અને ખરાબ સલાહ આપનાર લોક તેની પાસે હોવાથી પિતાને જન્મપર્યંત આનંદગુહામાં કેદ રાખી પોતે રાજ્ય કરવું એમ તેને લાગ્યું. બંડ કરવાનો ઉદ્દેશ ગમે તેવો હોય, પરંતુ તેમ કરવાથી લોકમાં ખરાબ દેખાય, માટે તે તેમ ન કરે એને માટે મેં પુષ્કળ પ્રયત્ન કર્યો; પરંતુ તે વ્યર્થ ગયું. આમ થયુ ત્યારે તેના ઉતાવળિયા સ્વભાવમાં કંઈ પ્રત્યવાય નાંખવો, અને તેમ કરી દેશને અને બાદશાહને થતી પીડા કંઈ અંશે કમી કરવી,

એવા હેતુથી હું તેની સાથે ગયો. આજ સુધી મેં એટલું કર્યું કે વ્યર્થ રક્તપાત થતો અટક્યો. હવે તે એટલો નરમ થયો છે કે તેણે પોતાની મહત્વાકાંક્ષા છોડી દીધી છે, અને તેને હરકત ન આવે તેટલા માટે પિતાજી તેમના ખરાબ પ્રધાનને કાઢી મૂકે તો તે સ્વસ્થ રહેવા કબૂલ છે. મારી માફક તેં પણ સમજાવવા યત્ન કર્યો, તેથી તે હવે દીન બની ગયો છે, અને કાલના તારી સાથના મેળાપ પછી હું કહું તે પ્રમાણે કરવા તૈયાર છે, અને ઉપર કહી તે બાબતનો ફડચો થાય તો પિતાને શરણ જવા તૈયાર છે. તારાં પોતાનાં આચરણપરથી પણ એ સ્પષ્ટ સમજાય છે કે તને પણ આનંદગુહામાં પડી રહેવાના ત્રાસથી ગુસ્સો આવ્યો હતો. અમારો એટલો જ ઉદ્દેશ છે કે હુબશી દેશના બાદશાહના દિકરાઓ બંદીખાનામાં નકામા પડી રહેશે નહિ એવું પિતા પાસેથી વચન લેવું, અને આપણને રાજકીય કામ કરવા આપે એવી વિનતિ કરવી. હુ મોટાઇની વાત નથી કરતો, પરતુ બાદશાહની પાસે જે આળસુ અને ખરાબ પ્રધાન છે, તેના કરતાં આ કામ અમે ઘણી ઉત્તમ રીતે કરીશુ એમ કહેવામા હરકત નથી મારી એવી ઇચ્છા છે કે તુ અમને આ કામમા અનુકૂળ થઇશ. અમારા કરતાં તારા ઉપર પિતાનો ક્રોધ કમી છે, માટે તેઓ કદાચિત્ તારુ કહેવુ જલદીથી સાભળશે. અમે સર્વના કલ્યાણને માટે પ્રયત્ન કરીએ છીએ, પણ તું જો હઠ પકડી અનુકૂળ નહિ થાય, અને તારો કદાચિત્ જય થાય, તોપણ ભાઇઓના નાશને માટે તને પશ્ચાત્તાપ થશે એટલુ જ નહિ, પણ દરબારમાં અનેક દુષ્ટ માણસો છે, તેમના પંજામાં તુ સપડાઈશ. થોડો સમય વિજયનું ભૂષણ મેળવીશ, પણ તેથી તારો નાશ થયા વિના રહેવાનો નથી.

રાસેલાસ—ભાઈ! મને લાગે છે કે તેં રકતપાત થવા દીધો નહિ, એમ ન્યાયદૃષ્ટિથી તારાથી કહી શકાયુ હોત તો ઘણું સારુ થાત શું તું ઝેંગિસનું મરણ ભૂલી જાય છે? તેને માટે મારે તને દોષ દેવાનો પ્રસગ આવે છે એને માટે મને મનમાં બહુ ખરાબ લાગે

છે, પરંતુ મારે પોતાને એવું કામ કરવાનો પ્રસંગ આવ્યો છે, એ જોઈ મને વધારે દુઃખ થાય છે. પરંતુ મારે નિરુપાય થઈ પાતક કરવું પડશે. તમે તે જાણીબુજીને કર્યું છે. તારું બોલવું હું કબુલ કરીશ કે નહિ, એ બાબતમાં તને પોતાનો સંશય નહિ હોય એમ મને લાગે છે. મારા પિતાની પાસે જે પ્રધાન છે, તે બડખોર કરતાં વધારે ખરાબ તો નથી. તમારા જેવાને રાજ્યનું કામ આપવાને પિતાને કહેવું, એ તમારા જેવો જ ગુનાહ કરવા સમાન છે. તમારે તમારા કર્તવ્ય પ્રમાણે વર્તવુ હોય તો કોઈ પણ જાતનો કરાર ન કરતાં શરણ આવવુ જોઇએ. એમ કરશો, તો તમને પૂર્ણ ક્ષમા મળશે. તમે આ બાબતનો યોગ્ય વિચાર કરશો, એવી મને પૂર્ણ આશા છે. આવતી કાલે મળતી વખતે કિંવા લઢાઇના મેદાનમાં તમારા નસીબમાં શું છે, તેનો નિકાલ થશે.

આથી આગળ વધારે રાસેલાસ કંઇ બોલ્યો નહિ. મૈનાસને તેના તંબુ પર્યંત સુરક્ષિતપણે પહોંચાડવા એક પહેરાવાળાને તેણે હુકમ કર્યો.

---

# પ્રકરણ ૨૪

## પરાક્રમીનો જય અને તેને માટે તેની કૃતજ્ઞતા

બીજે દિવસે સૂર્ય ઉગતાં બન્ને પક્ષનાં સૈન્ય સજ્જ થઈ લઢાઈની વાટ જોતાં રણાંગણમાં આવી ઉભા રહ્યાં. પુનઃ રાજપુત્રોની સામસામી ઝપાઝપી શરુ થઈ.

રાસેલાસનો નિશ્ચય જોઈ મૈનાસને લાગ્યું હતું કે, લઢાઈથી મને કંઈ ફાયદો થવાનો નથી. એ વિચારથી તેનું મન ફર્યું હતું. એટલું તો ખરુ કે સલાહની વાતચિત કરી ભાઇને લડતાં અટકાવવાનો તેનો વિચાર હતો. પરંતુ સાંઝે જેને પહેલે દિવસે પશ્ચાત્તાપ થવા જેવું લાગતું હતું, તેના મનમાંથી તે સર્વ નષ્ટ થઈ ગયું અને ફરીથી ગુસ્સે થઈ લઢાઇ

કરવા ઉતાવળો બન્યો. રાસેલાસ પોતાના સૈન્યને ઈસારો કરવા જતો હતો, એટલામાં સાઝીએ તેનાપર પ્રથમ હલ્લો કર્યો.

રાસેલાસે ચાતુર્યથી અને ધૈર્યથી હલ્લો ઝીલી લઈ, શત્રુનું કંઈ ચાલવા દીધું નહિ. તેના સૈન્યમાં માણસો તો થોડાં હતાં, પણ વ્યવસ્થા સારી હતી, તેથી રાજકુંવરની ધારણા પ્રમાણે સૈનિકોએ પરાક્રમ કર્યું. પોતાના ભાઇના જીવને નુકશાન ન થાય, તેને માટે રાસેલાસે મુદ્દામ હુકમ આપ્યો હતો. સાઝીને તેઓએ કેદ કર્યો, પરંતુ મૈનાસ નાસી ગયો. તેના સૈન્યના કેટલાક લોક શરણ આવ્યા અને કેટલાકે નાસરડું લીધું.

રાસેલાસ્ વિજયધ્વજ લઈ ગોન્દાર પિતાને મળવા ગયો. બાદશાહને સાઝી પર ઘણો ક્રોધ ચઢ્યો હતો, અને પ્રધાન પણ તેને શિક્ષા કરવાની સલાહ આપતો હતો. આથી તેઓ તેનો શિરચ્છેદ કરનાર હતા. પરંતુ રાસેલાસે પુષ્કળ ખટપટ કરી, તેને ક્ષમા આપવા માટે વિનવણી કરી; ત્યારે રાસેલાસે કરેલાં ઘણાં કામો ધ્યાનમાં રાખી તેના બાપે તેની વિનતિ માન્ય કરી. તેઓએ એમ ઠેરવ્યું કે, હથીઆરબંદ સિપાઈના પહેરા નીચે તેને આનંદગુહામાં મોકલી આપવો અને ત્યાં હમેશાં તેની આસપાસ આ પહેરો રહે.

બાદશાહે પોતાનો મુકુટ કાઢી રાસેલાસ્‌ને માથે મૂકવા માંડ્યા ત્યારે તેણે આગ્રહપૂર્વક પોતાના પિતાને કહ્યું કે, મારે રાજ્ય જોઇતું નથી. હું આનંદગુહામાં જઇને રહીશ. આપના હુકમ સિવાય કિવા આપના રાજ્યને મોટી અડચણ આવી પડે, તે પ્રસંગ વગર હું કદિ બહાર નીકળીશ નહિ.

બાદશાહે કૃતજ્ઞ થઈ મિષ્ટ વચનથી તેને તેમ ન કરવાને ઘણું કહ્યું, પણ તેનો દૃઢ નિશ્ચય ડગ્યો નહિ. આ પરથી અને બાદશાહની પાસેના મનુષ્યોને પણ રાજકુંવર રાજધાનીમાં રહે એવી ઇચ્છા ન હતી તેથી તેમના કહેવાથી, બાદશાહે તેને પુષ્કળ સંપત્તિ આપી, અતિ સન્માન સાથે જવાને આજ્ઞા આપી.

જતાં પૂર્વે રાસેલાસે ખગોળવેત્તા અને ઇમ્લાકની હકીકત કહી સંભળાવી અને વિનતિ કરી કે, નિકાયાની સાથે તેમને આનંદગુહામાં આવવાને માટે પરવાનગી આપવી. તેણે વળી અમાલ્ફિસ્‌ને માટે પણ પુષ્કળ ભલામણ કરી અને તેથી બાદશાહે તેને બક્ષિસ આપવાનું કબૂલ કર્યું. પછી તેણે 'જીલિયાને તેની સાથે લગ્ન કરવાનું મેં વચન આપ્યું છે' તે પાળવા દેવાની તેના બાપની આજ્ઞા માગી. આ વાત હબસી દેશના ચાલની વિરુદ્ધ હતી છતાં, પસંદ કર્યાં પછી તેમ કરવા હરકત નથી. 'આ બાબતને લીધે મને એકાંતવાસની જરૂર છે: અને તે સુખાવહ થઈ પડશે' એમ તેણે જણાવ્યું. ત્યારે મનથી હા કહેવાની ઇચ્છા ન હતી, છતાં બાદશાહે કહ્યુઃ 'રાજ્યમાં બંડ મટી જાય અને સ્વસ્થતા થાય ત્યારે જોઈશ.' જ્યાં રાજાનો અમલ મજબૂત હોતો નથી ત્યાં ય કશ્ચિત્ જેવી બાબત ગુપ્ત રાખવામાં આવે છે. રાજા કિંવા તેના કુટુમ્બનું કોઈ પણ માણસ લોકની દૃષ્ટિએ પડતું નથી. આથી રાસેલાસની મૂર્તિ સાક્ષાત્ લોકોએ જોઇ ન હતી, છતાં તેનું પરાક્રમ જાણીતું હતું. 'બાદશાહનો એક પુત્ર સૈન્યને સાથે લઈ જઈ બંડવાળાઓને હરાવી જય મેળવી આવ્યો' એ વાત હબસી દેશમાં ઘણા લોકોને ખબર હતી. 'મુદ્દામ લઢાઇને માટે તેને આનંદગુહામાંથી બહાર લાવવામાં આવ્યો હતો અને તે ત્યાં પાછો જવાનો છે.' તે સિવાય બીજું કંઈ કોઈ જાણતું ન હતું અને જાણવાને ચોકસી પણ કરી નહતી.

રાસેલાસપર સૈન્યના માણસોનો પ્રેમ એઠો હતો, તેથી તેના જવાથી તેમને માઠું લાગ્યું. પોતાના સેનાપતિની સાથે જેમણે અનેક કષ્ટો લઢાઈમાં ભોગવ્યાં હતાં, તેમને તેની યોગ્યતા જણાયા વગર રહેતી નથી, અને તેઓ તેની સ્તુતિ કર્યા વગર રહેતા નથી તેઓએ તેના પરાક્રમની અને ડહાપણની અતિસ્તુતિ કરી. તેઓ વળી એમ પણ કહેવા લાગ્યા કે, 'આવા લોકપ્રિય રાજકુંવરના હાથ નીચે કામ કર્યો પછી અમે હવે બીજા સેનાપતિના હાથ નીચે કદિ રહીશું નહિ.'

---

# પ્રકરણ ૨૫

## દુરાચરણીનો પશ્ચાત્તાપ

નિરંતર એકાંતવાસમાં રહેવા જવા પૂર્વે **અમાલ્ફિસના** કિલ્લામાં એક વાર જઈ આવવા **રાસેલાસનો** વિચાર હતો; પરંતુ બાદશાહે જણાવ્યું કે, **સાર્ઝો** એ બંદિવાન છે માટે તેની સાથે તારે જવુ જોઇએ. બાદશાહની આવી આજ્ઞાથી તે ગોન્દાર છોડી, આનંદગુહા તરફ સીધો ગયો.

રાસેલાસ આનદગુહામાં પહોંચ્યા પછી ત્યાંના માણસોનો જગત્થી વિયોગ કરનાર મોટો દરવાજો બંધ થયો, તે વખતે તેમના મનની કેવી સ્થિતિ હશે, તેનું વર્ણન કરવું કઠિન છે અમાલ્ફિસ, દિનાર્બસ્, ઇમ્લાક્, ખગોળવેત્તા, નિકાયા, અને જીલિયા તેના મનમાં આવી ઉભાં રહ્યાં તેને લાગ્યું કે, અરબસ્તાનના એકાંત કિલ્લામાં મરવાનો સમય આવ્યો હતો, તે સમયે જેટલુ ધૈર્ય રાખવું પડ્યું હતું એથી અધિક ધૈર્ય આ વખતે રાખવું જોઇએ તે રાજવાડામાં ફરવા લાગ્યો; પરંતુ તેના પરાક્રમને માટે કિવા બાપનું કથન સાંભળવા માટે કોઇએ તેની સ્તુતિ કરી નહિ આથી તેને ઘણું માઠું લાગ્યું લોકોને એમ લાગ્યું કે, 'આ પોતે સ્વસંતોષથી અહી આવ્યો નથી;' છતાં શા માટે અહીં આવ્યો છે, તે જાણવાને માટે લોક તેની પાસે આવતા.

પોતે સદાચરણથી વર્ત્યો હતો, એવી તેની ખાતરી હતી. આથી આ પ્રાપ્ત થયલી સ્થિતિમાં રહેવાનું ધૈર્ય તેને આવ્યું હતું. દુ ખ ભોગવવા પડ્યાં છતાં સદાચરણને છોડ્યું નહિ, એ વાત તેના મનમાં આવતાં દુ.ખમાં પણ તેને આનંદ થતો અને તે ભૂષણસમાન લાગતું મહાન્ પરાક્રમ કરવું તથા સત્કર્મની ખાતર સ્વહિતનો ત્યાગ કરી દુઃખ શોષવું, એથી મનને જે સંતોષ થાય છે તે ઘણા દિવસ ટકે છે. એના યોગે મનમાં એક પ્રકારનું ધૈર્ય આવે છે. આટલું છતાં ઘણા દિવસ ગાય

પછી મન ઉદ્વિગ્ન અને ખિન્ન થાય છે. રાસેલાસની સ્થિતિ પણ આવી હતી. તેને આનંદગુહામાં રહેતાં કંટાળો આવ્યો એટલું જ નહિ, પણ પોતાનો જીવ જાય તો ઠીક, એમ ભાસવા લાગ્યું. તેની જ્ઞાન સંપાદન કરવાની શક્તિ નહિ જેવી થઈ ગઇ. તે કેવળ નિરાશ બની ગયો. જંગલમાં ફરવા જતાં સૃષ્ટિચમત્કાર જોઇને, કિંવા વાડામાં અનેક કળાકૌશલ્યના પદાર્થ જોઇને, તેને આનંદ થતો નહિ.

સાઝીની નિરાશા જોઈ તે ઘણોજ ખિન્ન થયો. મૂર્ખ સાઝીની મહત્વાકાંક્ષા નષ્ટ થતાં જ તે નિરાશાથી ભારે દુ:ખી થયો. જેનાપર મેં પૂર્ણ વિશ્વાસ રાખ્યો, તેણે જ મને ફસાવ્યો એમ તેને ભાસ્યું. રાસેલાસ્ તો તેને મન જિતનાર શત્રુ જેવો જણાતો. પોતાના ભાઈની સ્થિતિ જોઈ રાસેલાસને બહુ લાગતું, તેને તેની દયા આવતી. મીઠા શબ્દ કહી ભાઇનું સાંત્વન કરવાની તેને ઇચ્છા થતી, પરંતુ લજ્જા અને ક્રોધને લીધે તે તેને મળતો નહિ. ભાઇનું સાંત્વન કરવાને રાસેલાસે પુષ્કળ પ્રયત્ન કર્યાં, પણ તેથી કંઈ ફાયદો થયો નહિ. પોતાની અવસ્થા મનમાં આવતાં તેને અતિ દુ:ખ થતું. આથી કરીને દિવસે દિવસે તે સુકાતો ગયો. આ જોઈ રાસેલાસને ઘણો ખેદ થયો. ભાઇની પ્રકૃતિ વધારે લથડવા લાગી, તેમતેમ તે તેનું સાંત્વન કરવાને વધારે પ્રયત્ન કરવા લાગ્યો. આ કામમાં તે પોતાનો સમય ગાળવા લાગ્યો. પોતાના શ્રમનું સાર્થક પરિણામ થતું જોઈ, તેને જરા આનદ થયો. પોતે પોતાના ભાઇને માટે કેટલી ચિંતા કરે છે, એ સાઝીના ધ્યાનમાં આવેલું જોયું ત્યારે તેના અંત:કરણમા સંતોષ થયો. પોતાને પોતાના ભાઈની ચાકરી કરવા સામર્થ્ય આપવા માટે ઈશ્વરનો આભાર માનવા લાગ્યો. લઢાઈ પૂરી થયા પછી ને સઘળે શાંતિ પ્રસર્યા પછી બાદશાહે નેકાયાને અમાલ્ફિસ્‌ના કિલ્લામાંથી આનંદગુહા તરફ મોકલી આપવા હુકમ કર્યો. નેકાયા ત્યાં આવી પહોંચ્યાની ખબર એકાએક રાસેલાસ્‌ને મળવાથી અતિશય આનંદ થયો. ઈમ્લાક્ તેની સાથે હતો. જ્યોતિષીને પણ તેમની સાથે રહેવાની આજ્ઞા મળી હતી.

બહેનભાઈના મેળાપથી દરેકના અંતરમાં આનંદનું પૂર વહેવા લાગ્યું તે નરમ પડ્યા પછી રાસેલાસે અમાલ્ફિસ્ અને જીલિયાની ખબર તેને પૂછી.

રાસેલાસ્—મને લાગે છે કે, મેં મોકલેલા કાગળ અમાલ્ફિસને તેના કિલ્લામાં મળ્યા નહિ હોય. તેનો કોઇએ ગોન્દારમાં જ નાશ કર્યો હોવો જોઇએ. કારણ કે મેં મોકલેલો એક પણ દૂત પાછો આવ્યો નથી. આ વેળાએ જીલિયા અને અમાલ્ફિસે મારે માટે શું ધાર્યું હશે!

નિકાયા—મને પણ ભારે ફિકર થતી હતી. લઢાઈની અનેક ખોટી ખરી ખબરો આવતી હતી, પણ ખરું શુ છે તે સમજાતું નહતું. અનેક તરેહની ખબરો લોકો લાવતા, તેથી અમે પણ ઘણા ફિકરમંદ થયાં હતાં. આખરે મને અહીં લાવવાને માટે હુકમ લઈ આવેલા દૂતે ખરી હકીકત કહી પરંતુ તેની સાથે તેને એવો સખ્ત હુકમ હતો કે, 'અમે કોણ છીએ,' તે વગેરે વાત કોઇને જણાવવી નહિ. આથી મારે ક્યાં જવાનુ છે અને તારી શી સ્થિતિ છે, વગેરે હકીકત મારાથી જીલિયા કે અમાલ્ફિસને કહેવાઈ નહિ. એ માટે મને માઠું લાગ્યુ અને તે વારવાર મને પૂછતી હતી ત્યારે હું માત્ર એટલુ જ કહેતી હતી કે, બાદશાહના સૈન્યનો મુખ્ય સેનાપતિ જે રાજપુત્ર છે, તેની સાથે રાસેલાસ્ મળ્યો છે, એટલે મારાથી બનશે તેટલી ત્વરાએ તમને હકીકત મોકલાવીશ

રાસેલાસ્ અને નિકાયાના મેળાપ પછી કેટલાક દિવસ એક-મેકની હકીકત કહેવામાં ગયા અમાલ્ફિસના કિલ્લામા જાસૂદ મોકલ-વાને માટે તેણે પુષ્કળ પ્રયત્ન કર્યા, પણ તે સર્વ ફોકટ ગયા ઈમ્લાક પહેલાંની માફક વિદ્યાભ્યાસમાં સમય ગાળવા લાગ્યો. ખગોળવેત્તા પૂર્વે કદિ ન જોયલી શોભા નીરખી આનંદમાં રહેવા લાગ્યો. પેકયુઆ ઘણા માણસોની સાથે વાતચિત કરતી, તેથી તેની પાસે પુષ્કળ લોકો એકઠા થતા. રાસેલાસ્ અને નિકાયાને એકમેકનો પરસ્પર વિશ્વાસ

હોવાથી તેમની ચિંતા કંઈક ઓછી થઇ. તેઓ બન્ને સાઝીની શુશ્રુષા કરવા લાગ્યાં. સાઝીની પ્રકૃતિ દિવસોદિવસ ઘણી જ નબળી થતી જણાતી હતી. તેને અંગે એટલી ક્ષીણતા આવી હતી કે, તેથી તેનો સઘળો ગુસ્સો નરમ પડી ગયો હતો. તેને તેના પરાજયને માટે હવે ખરાબ લાગતુ નહિ. તેને હવે એવા કામમાં પડવા માટે પશ્ચાત્તાપ થતો હતો. મૈનાસે લાઘવીપણું કરી તેને કેવી રીતે ફસાવ્યો, એ સર્વ તેણે રાસેલાસને કહી સંભળાવ્યું. ગ્રથાવલોકન વગેરે કાર્યોમાં રાસેલાસ અને નિકાયાને ખરું સાત્વિક સુખ મળતું હતું. તે જોઈ સાઝીને એમ થતું કે, હું પણ આવા ઉદ્યોગમાં લાગ્યો હોત તો કેવું સારું થાત. બન્ને ભાઈબહેનની શુશ્રુષા કરવા બદલ તે તેમનો ઉપકાર માનતો; અને તેમની સાથે પ્રેમથી વર્તતો. એક દિવસ પોતાની ઓરડી પાસેની ખડકીમાં પલંગ નાંખી તેપર પડી તે નીચે પ્રમાણે બોલ્યો.—

"આજ પર્યંત આ સૃષ્ટિસૌંદર્ય તરફ મે શા માટે લક્ષ આપ્યું નહિ? પોતાની ઉષ્ણતાને યોગે જગલના ઉદકમાંથી ઉત્પન્ન થતી બાષ્પ-લહરી જેની પ્રભાથી પ્રકાશિત થઈ સુંદર દિસે છે એવો પેલા આકાશમા દેખાતો સૂર્ય અને તેનુ બિમ્બ મને નવીન જ જણાય છે. કોઈ વખત સૂર્યને અસ્ત થતાં તે તરફ નજર કરેલી, પરંતુ તે એટલા માટે કે અધારુ પ્રસર્યાં પછી મારી મોજને માટે મનગમતાં કામો હું કરી શકું. તેનો ઉદય થતાં એક જાતનો કંટાળો આવતો; કારણ કે અજવાળું થતાં લોકો મને દેખશે, એવા ભયથી મારે મદ્યપાન વગેરેથી પરવારવુ પડતું. સૂયનારાયણના અસ્ત થવા બાદ જે ચદ્રનો પ્રકાશ બિલકુલ નહિ જેવો થાય છે, એટલે કે પોતાના શાંત પ્રકાશથી માણસોને સતુષ્ટ કરવા ગગનમંડળમાં દીપી નીકળે છે તથા જેને જોઈ નિકાયાને અત્યાનદ થાય છે, તે ચંદ્રોદયથી મને કેટલું ખરાબ લાગતું? વેષ બદલી એકાદ કુકર્મ કરવા જતાં, લોકોને આંજીને તે સાધ્ય કરી શકાશે નહિ; એવા ભયને લીધે મને નિર્મળ ચાંદરણાનો ત્રાસ આવતો.

રાસેલાસ! અને નેકાયા! અહા તમે હમેશ સુખ કદાચ નહિ જોયું હોય એ વાત ખરી, પણ કરેલાં દુષ્કર્મનું સ્મરણ થતાં મને મારું મન ખાય છે, એ દુ.ખ તો તમને માલમ પણ નથી. પાપનો ભય અતિ મોટો છે, તેનાથી તમે અજ્ઞાત છો. જેના સ્મરણથી મરતી વખતે મનને સમાધાન થાય, તેને શાંતિ મળે એવું એક પણ કામ મારા હાથે થયું નથી. દુરાચાર, દુર્વ્યસન, દુરભિમાન અને મૂર્ખતા એના સિવાય બીજી કંઈ પણ બાબતનું મને અત્યારે સ્મરણ થતું નથી. આવી બાબતોમાં જે નીચ અને હાજી હા કરનાર લોકો મારા સોબતી થયા હતા, તેમાંનો એક પણ મારો ખરો મિત્ર નહોતો. તેઓમાંના એકને પણ મારી દયા આવવાની નહિ. મારા દુ.ખથી તેઓમાંના એકને દુ.ખ લાગવાનું નહિ. મનમા મહત્વાકાંક્ષાના ઉદય થવાથી, સ્વપ્નમાં આવતી બાબતોની માફક કદિ બની ન શકે એવી બાબતો સ્ફુરી આવતી, તે પૂર્ણ કરવાને માટે અનેક દુષ્કૃત્યો કરવાનો હુ વિચાર કરતો. અનેક ખરાંખોટાં કામો કરવામાં જ મને આનદ જણાતો હતો. ચૈનબાજી કરવામા હુ મગ્ન રહેતો. હવે તે સમય જતો રહ્યો છે. એ બાબતોનો હવે કટાળો આવે છે અને દુ.ખથી નિરાશ થયો છુ. મને પશ્ચાત્તાપ થાય છે અને એમ લાગે છે કે, સદાચરણથી, ડહાપણથી અને પ્રીતિથી વર્તુ, પણ હવે તે બધુ શુ કામનું? જખમમાંથી નીકળતા લોહીથી ખરડાયલા દુર્દૈવી ઝેંગિસનુ શરીર અત્યારે મારી આંખ આગળ તરે છે. ત્યારે તેને દુર્દૈવી શામાટે કહેવો? જેની બુદ્ધિ મને તુચ્છ ભાસતી હતી, જેના શાત સ્વભાવનો હું તિરસ્કાર કરતો હતો, તે મારા કરતા શ્રેષ્ઠ જણાય છે; કારણ કે તે નિરપરાધી હતો અને મૃત્યુ પામ્યો. મેં તેનું ખૂન કર્યુ મારી તરફ પિતાનું નિષ્ઠુરપણું જોઈ મને ખરાબ લાગે છે. રાસેલાસ્! તુ પ્રીતિપૂર્વક ચાકરી કરી મારું દુ ખ ઓછું કરે છે; પરંતુ તું નજરે પડે છે, એટલે મને શોક અને પશ્ચાત્તાપ થાય છે. મેં તે વખતે તારુ કહેવું શા માટે માન્યું નહિ? મૈનાસનું સ્મરણ થતા મને ભય થાય છે. મેં તેની નિદા કરી, તેને માટે દોષ

દેતો ના. તેને ક્ષમા આપવા મનમાં વિચાર કરું છું; પરંતુ જે વૈરાગ્ય અને શાંતિની છાપ મારા હૃદયમાં મારવા યત્ન કરુ છું, તે લેશ પણ મારામાં નથી " ઉપર પ્રમાણે તે બોલતો હતો ત્યારે નિકાયા રડરડ કરતી હતી અને રાસેલાસ્ ગઈ ગુજરીને માટે સાંત્વન આપતો હતો અને ભવિષ્યને માટે ઈશ્વર પર શ્રદ્ધા રાખવાને કહેતો હતો. તે બોલ્યો:

" મોટા ભાઈ! દુ સહ મનોવિકાર અને આરંભમાં પ્રિય દુ સંગતિના યોગે તમે જ એકલા કુમાર્ગમાં લાગ્યા એમ નથી. ઘણાં લોકોની તમારા જેવી અવસ્થા થઈ છે. જે ગુણને લીધે અતિ શૌર્યનાં કામ કરી શકાય છે, તે જ ગુણને જો ખરાબ વળણ આપીએ તો તેનાથી મોટા ગુનાહ થાય છે. આ સર્વને માટે પશ્ચાત્તાપ કરવો, એ આપણા સ્વાધીનની વાત છે. જે સદાચરણ તમે ત્યજી દીધું હતું, તે ફરીથી ગ્રહણ કરવાને શું ગયું છે? અવિચારથી ખરાબ મહત્વાકાંક્ષા ઉત્પન્ન થતાં કિવા અતિ વિષયોપભોગની ઇચ્છાથી મનુષ્ય કુમાર્ગે વળી ખરાબ કામ કરે છે એ ખરું, પરંતુ કપટ, વિશ્વાસઘાત, ભીરુતા વિગેરે દુર્ગુણને લીધે મનુષ્યની જે બેઆબરુ થાય છે, તે પાછી આવતી નથી. આમાંનો કોઈ દુર્ગુણ તમારામાં નથી. સ્વભાવત તમને આનો કંટાળો છે. તમારામાં જે સદ્‌ગુણ છે, તે સ્વાભાવિક છે, દુર્ગુણ છે તે બીજાના સંગતિદોષથી આવ્યા છે. આમ થવુ એ શ્રીમંતોનું દુર્દૈવ છે "

---

# પ્રકરણ ૨૬

## એક નવીન પુરુષ આનંદગુહામાં રહેવા આવ્યો

ગત પ્રકરણમાં વર્ણવ્યા મુજબ રાજકુંવર અને રાજકન્યાનું ભાષણ ચાલતું હતું, એવામાં એક દૂત આવ્યો. તેણે કહ્યું કે, મૈનાસ્ દરબારમાં પાછો આવ્યો છે અને બાદશાહની કૃપા સંપાદન કરી લીધી છે. તે નાસી ગયો હતો, ત્યાંથી તેણે રાજકારભારીઓ સાથે

ગુપ્ત રીતે પત્રવ્યવહાર ચાલુ રાખ્યો હતો. બંડની સાથે મારે કંઈ સંબંધ ન હતો. એ સર્વે સાઝોંનાં કરતુક હતાં, એમ તેણે બાદશાહને જણાવ્યું અને હવે તે બાપના નામથી હબસી દેશમાં અધિકાર ચલાવે છે. તેણે એવો ગપાટો ચલાવ્યો છે કે રાસેલાસ્ અને સાઝોં પોતપોતામાં એકમેકને મળે છે. તેઓનો બંડ કરવાનો હેતુ હોય એમ સભવે છે. બાદશાહને ઘડપણુ આવ્યું હતુ. તેમ તેનો સ્વભાવ પણુ અવિચારી હતો; તેથી તેને આથી સશય આવવા લાગ્યો. સૈન્યમાંના કેટલાક માણસો જે રાસેલાસના મિત્ર હતા, તેઓએ તેને ચેતવવાને માટે આ દૂતને મોકલ્યો હતો.

સ્નેહભાવને લીધે મિત્રોએ આ હકીકત તેને જણાવી ખરી, પરંતુ તેનાથી કઈ ફાયદો થયો નહિ. કારણ કે જ્યારે તેમને આ બાતમી મળી, તેના પછી તરત જ બાદશાહનો હુકમ આવ્યો કે, ‘રાસેલાસે અમુક કિલ્લામાં રહેવુ, ત્યાંથી બહાર નીકળવું નહિ અને પોતાના ભાઇને મળવું નહિ.’

નિકાયા વારાફરતી કોઈ કોઈવાર બન્ને ભાઇને મળવા જતી હતી. સાઝોંની ચાકરી વધારે વખત કરવાની રહી નહિ. ભાઇનો વિયોગ કરાવનાર હુકમ આવ્યાથી તેને માટે ખેદ થયો પશ્ચાત્તાપ કરી ઇશ્વિરપર ભરોસો રાખી, બહેનના ખોળાનુ ઉસીકુ કરી, ત્યાને ત્યાં જ તેણે પ્રાણ મૂક્યો.

હબસી દેશની સર્વ રાજસત્તા મૈનાસના હાથમાં આવી હતી, છતા તેને સતોષ થયો નહિ. રાજપદ હાથ આવે તો ઠીક, એમ તેને લાગવા માંડ્યું. તે પોતાના બાપને હવે કહેવા લાગ્યો કે, હવે આ વૃદ્ધાવસ્થામાં આનદગુહામા જઈ સ્વસ્થપણે સુખમાં રહો. પરંતુ બાદશાહના મનમાં ત્યા જવાનું ન હતું. તેને એમ લાગતું હતું કે, ત્યાં ફરીથી કદાચ બંડ થાય તો પ્રાણહાનિનો પ્રસંગ આવી પડે. આથી કરીને તેણે વર્ષમાં એકવાર જવાનું સુદ્ધાં બંધ કર્યું હતું. પુષ્કળ દિવસ સ્વસ્થપણે રાજ્યનો ઉપભોગ કર્યા પછી તેને પરા-

ધીન રહેવું પાલવતું ન હતું. સંકટ આવી પડ્યુ હતું, તેથી તે રાસેલાસને રાજ્યગાદી પર બેસાડવાને તૈયાર થયો હતો, પરતુ તે સકટનો પ્રસંગ હવે ટળી ગયો એટલે તેને રાજપદ છોડવાની ઇચ્છા નહતી. મૈનાસને તેણે ગુસ્સે થઈ જણાવ્યુ કે એ મારુ કર્તવ્ય નથી.

અશકતપણાને લીધે બાદશાહ માત્ર નામનો જ ગાદી ઉપર હતો, સર્વ સત્તા મૈનાસ્‌ના હાથમાં આવી હતી, તેથી હવે એનો ગુસ્સો નકામો હતો. તેનું કોઈ સાંભળતું નહી, તેથી તેને માઠું લાગતુ હતુ. આવી સ્થિતિમાં છોકરાંનું કહેવું માનવાથી કઈ નહિ તો બહારથી તો શોભા રહેશે, એમ સમજી તે આનદગુહામાં જવા તૈયાર થયો. રાજવૈભવના ચેનસપાટાનું સ્મરણ થતાં મનને ખેદ ન થાય, માટે તેણે અનેક કળામાં નિપુણ કેટલાક વિદ્વાન્ માણસોને સાથે લીધાં.

આ પ્રમાણે તેના સર્વ મનોરથ પરિપુર્ણ થયા છતાં મૈનાસ્‌ને સ્વસ્થતા ન હતી. બાદશાહના મનમાંથી પુન રાસેલાસ્‌ને માટે જે ખરાબ ભંભેરણી કરી હતી તે ટળી જશે; રાસેલાસના મનમાં પુન પિતૃભક્તિ ઉદય થશે તો તે બાપને ફરીથી ગાદીપર બેસાડવા પ્રયત્ન કરશે, માટે બાદશાહના મનમા ફરીથી રાસેલાસને માટે સારો વિચાર ન આવે, તેને માટે તેઓ બન્નેનો મેળાપ જ થાય નહિ એવી તેણે ગોઠવણ કરી. તેણે બાદશાહને જણાવ્યું કે, રાસેલાસ્ પોતાની બહેન અને બીજા મિત્રોને વારવાર મળે છે; તેથી હબસી દેશમાં ફરીથી બડ થવાનો સભવ છે. આ બંડ ન થવા દેવાનો ઉપાય એટલો જ છે કે, તેમને સર્વને સખ્ત કેદમાં નાખવાં. બાદશાહે આ વાત માન્ય કરી. ઇમ્લાક્ અને ખગોળવેત્તાને જૂદાજૂદા ઠેકાણે રાખ્યા. નિકાયાને મહા મહેનતે પેકયુઆને પોતાની પાસે રાખવાની પરવાનગી મળી.

આટલુ કર્યાથી મૈનાસને સંતોષ થયો. આ પછી તેણે બાદશાહના મનને કંઈ ઓછું ન આવે, તેને માટે તજવીજ ચલાવી. તે નાના પ્રકારનાં નજરાણાં ત્યાં મોકલવા લાગ્યો. અનેક પ્રકારના

મશ્કરા અને ચિત્તરંજન કરે તેવા માણસો તે મોકલતો. પિતૃભક્તિ દર્શાવનાર ગૌરવના પત્રો તે લખતો. તેમાં તે જણાવતો કે, રાજકારભાર ચલાવવામાં ભારે શ્રમ છે તેનાથી હું કંટાળ્યો છું. વળી એકાદ વાર લાગ જોઈ લખી જણાવતો જે, રાસેલાસ અને તેના મિત્રો લોકોને બંડ ઉઠાવવાને માટે ઉત્તેજન આપે છે.

ખાવા પીવાનું ચૈન, ગીતવાદ્ય, ઠઠ્ઠામશ્કરી, વિનોદ વગેરેમાં બાદશાહ એવો લીન થઈ ગયો હતો કે રાજ્યગાદી પર બેસી અનેક અડચણો વેઠવા કરતાં અહીં તેને વિશેષ આનંદ લાગતો હતો. આથી રાસેલાસ અને નિકાયા તેને ફરીથી કનડગત ન કરે, માટે તેમનાપર તેણે કડક પહેરો રાખવા હુકમ કર્યો.

આ પ્રમાણે દિવસ જતા હતા, તે દરમીઆન બાપને મળીને, મૈનાસે તેને ફસાવવાને કેવી યુક્તિ કરી છે તે જણાવી, તેની ખાતરી કરી આપી. પોતાને માટે મુક્તિ સંપાદન કરવા રાસેલાસ્ અને નિકાયાએ ઘણા પ્રયત્નો કર્યા, પણ તે સર્વ વ્યર્થ નિવડ્યા.

ઇમ્લાક વિદ્વાન્ હતો. તેને જગતનો પુષ્કળ અનુભવ હતો. એશિયા ખંડમાં વારવાર આવી રાજ્યક્રાંતિ થાય છે, એ વાત તે જાણતો હતો, તેથી તેનું મન સ્વસ્થ હતું. તેને ખગોળવેત્તાને માટે અતિ ચિંતા થતી હતી. એકાંતવાસથી ફરીથી તેનું માથું ફરી જશે અને તે પહેલાંની માફક ખોટી કલ્પના કરવા માંડશે એમ તેને લાગ્યું. એટલા માટે તેણે ભારે ખટપટ કરીને તેને પોતાની સાથે રાખવાની પરવાનગી મેળવી; અને જૂએ તો ખરેખર થયું પણ તેમ જ હતું. હું ઘણો નિરાશ અને ખિન્ન થયો છું એમ ખગોળવેત્તાએ તેને જણાવ્યું. તેને એમ લાગ્યું હતું કે, આવી બાબતોના નાદમાં પડી, ઋતુઓના નિયમ કરવાના કામમાં મેં બેદરકારી કરી, તેને માટે મને કેદની સજા ફરમાવવામાં આવી હતી. બુદ્ધિથી અને વક્તૃત્વથી ઇમ્લાકે તેનો આ ભ્રમ ભાંગી તેની ઘેલછા કાઢી નાંખી. આટલું છતાં મંડળમાં રહેવાથી મળતું સુખ જતું રહ્યું હતું, તેથી જે દુઃખ થતું હતુ તેને ઉપશમ કરવા તેનામાં સામર્થ્ય ન હતું.

**ખગોળવેત્તા**—મને લાગે છે કે સ્વભાવત સુખ અને ગંમત મનુષ્યના મનને આવશ્યક છે. હમેશ કોઈ પણ બાબતમાં પડવાની આપણને હોંશ થાય છે. ઇચ્છા જો ઘણા દિવસ સુધી તૃપ્ત ન થાય તો તે બાબતમાંજ મનુષ્યનું મન વળખાં મારે છે. એ જ પ્રમાણે તારુણ્યમાં જે મંડળીનાં સુખનો ઉપભોગ કરતો નથી તેને વૃદ્ધાવસ્થામાં તેની ઉત્કટ ઇચ્છા હોય છે. વૃદ્ધાવસ્થામાં શરીરની ચપળતા ઓછી થાય છે, અને તેથી લોકોની ગરજ વધારે રહે છે બુદ્ધિમાંદ્ય થવાથી અભ્યાસનો કંટાળો આવે છે. આશા પણ સંકુચિત થયેલી હોય છે, તેથી આશા દ્વારા મનને હદ હોતી નથી. આયુષ્યના દિવસ થોડા હોય છે, તેથી તે વધારે મૂલ્યવાન જણાય છે. સહવાસનું સુખ પછી મળવાનું નથી એમ જાણી ક્ષણભર પણ દૂર રહેવું ગમતુ નથી.

---

# પ્રકરણ ૨૭

## મિત્ર પાછો આવ્યો

બીજા બંદિવાનો કરતાં નિકાયા આ વખતે ઘણી ઓછી અસ્વસ્થ હતી; કારણ કે પહેલાના કરતાં આ વખતે તેનું મન અનેક વિચારમાં નિમગ્ન હતું તેને એમ ભાસવા લાગ્યું જે સુખ એ અપ્રાપ્ય વસ્તુ છે. આમ લાગવું એ દૈવવાન માણસને કદાચ નુકસાનકારક હશે, પણ દુ ખી માણસને તો આથી લાભ થાયછે પેકયુઆ તેની પાસે રહેતી હતી તેથી તેને ગોઠતું હતું એટલે હવે બીજા પાસેથી સુખ પ્રાપ્ત થવાની તેને વિશેષ આશા રહી નહી. જેનાપર તેનો પ્રેમ બેઠો હતો તે અહીં નહિ હોવાથી અન્યના સહવાસથી તેને સુખ થતું નહિ. તેને અત્યારે કોઇપણ વસ્તુની આશા નહી જેવી થઇ, અને તેથી તેને ભય પણ કશાનો ન હતો. અત્યાર સુધીમાં આશા અને ભયના ઘણા પ્રસંગ આવી જવાથી તેને માલમ પડ્યું હતુ કે મનને સ્વસ્થ રાખવું એમાં જ હિત છે.

એક દિવસ પેકયુઆએ તેને જણાવ્યું જે "ઘણા દિવસથી દરરોજ સંધ્યાકાળે એક મનુષ્ય તમારી ઓરડીના દરવાજા સામે ઉભો રહે છે. તે દેખાવમાં ઉંચો અને તેનો ચહેરો ઉદાર જણાય છે તેના શરીર પરનાં કપડાં ભિખારી જેવાં છે. તેને કંઇ કહેવાનું હોય એમ જણાય છે, પણ પહેરેગીરના ભયને લીધે હું તેની સાથે બોલી નહિ. તે હમણાં થોડા દિવસથી અહીં આવતો જણાતો નથી, પરતુ કાલે સંધ્યાકાળે ફરીથી જણાયો હતો."

નિકાયાએ તેને કહ્યુ કે "આજ તે ફરીથી આવે છે કે નહિ તે જો; અને જો આવે તો મહેલની પૂર્વ તરફ આવે એમ તેને ઇસારાથી જણાવ કારણ કે તે બાજૂએ ઘણુ ઉંડાણ હોવાથી પહેરેગીરનું લક્ષ ઓછુ રહે છે. વળી તેને એમ જણાવજે કે હોડીમા બેસી મહેલની ઘણી નજીક આવવાથી કોઇ ન જૂએ તેમ તેની સાથે આપણને વાત કરવા મળશે. કદાચિત્ રાસેલાસે તેને મોકલ્યો હશે તેને કહેવાથી રાસેલાસને ઠીક લાગે એમ હશે, માટે ગમે તેમ કરી તેની સાથે પ્રસગ મેળવવો જોઇએ."

તે માણસ તે દિવસે આવ્યો નહિ, પરંતુ બીજે દિવસે પેકયુઆ અને રાજકુંવરી શિલાપર બેસી તળાવની તરફ જોઈ રહ્યા હતાં ત્યારે એક નાની હોડી તેમની નજરે પડી તે તેમની જ તરફ આવતી હતી. હોડી કિનારા પાસે આવતાં બન્ને મનુષ્યો ઝટ્ટ લઇને ઉતર્યાં, અને હવેલીની નીચે બૂરૂજ જેવું હતુ તેના પર ચઢયા. તેનાપર ચઢીને એક જણે ભીતને સીડી અડાડી, તે પર થઈ તેઓ બેઠાં હતા ત્યાં છેક આવી પહોંચ્યો. તેને જોઈ પહેલાં તો બન્ને જણ ભય પામ્યાં તેણે કહ્યું કે "અમાલ્ફિસના કિલ્લામાંથી હબસી દેશના દરબારમાં જે દૂતને મોકલવામાં આવ્યો હતો તે જ હું છુ સગીત વિદ્યામાં હોંશિયાર હોવાથી બાદશાહે પોતે મને પોતાની તહેનાતમાં રાખ્યો છે." આ સાંભળી તેઓનો ભય જતો રહ્યો તેને જોઈ તે રાજકુંવરીને આનંદ થયો. તે તેને પુષ્કળ હકીકત પૂછવા લાગી. પરતુ જાસુસે કહ્યું કે

"એ સર્વ કહેવાને અત્યારે અવકાશ નથી. અમાલ્ફિસનો પુત્ર નીચે ઉભો છે. તેને કંઈ મહત્વની બાબત કહેવાની છે, માટે તે તમને મળવાની પરવાનગી માગે છે."

તેનુ આ પ્રમાણે બોલવું સાંભળી નિકાયાને જે આનંદ થયો તેનું વર્ણન કરવુ કઠણુ છે. એટલામાં કોળીના વેષમાં દિનાર્બસ તેની નજરે પડ્યો. તેને જોતાં જ તે દિગ્મૂઢ જેવી બની ગઈ અને તેના મોઢામાથી એક શબ્દ સુધાં નિકળ્યો નહિ

બન્નેનો કઠાવરોધ ઓછો થવા પછી દિનાર્બસ બોલ્યો "તમને અને રાસેલાસ્‌ને મળવા પુષ્કળ પ્રયત્ન કર્યાં, પણ સઘળા ફોકટ ગયા. છેવટે સુદૈવે તમારો આ દૂત મને મળ્યો. તેણે કયે માર્ગે જવાથી તમારો મેળાપ થશે તે જણાવ્યુ, અને એમ કહીને તે જ મને આ હોડીમા અહી લઈ આવ્યો છે. હુ તમને મદદ કરવા અહી આવ્યો છું. દૈવયોગે તમને બધમુક્ત કરવાનું સામર્થ્ય હવે મને પ્રાપ્ત થયુ છે. તેથી મને આનદ થાય છે. નિકાયા ! હજી પણ આપણે સુખી થઈ શકીએ એમ છે."

તે વધારે આગળ બોલવા જતો હતો, પરતુ પહેરેગીર બદલાવાનો વખત આવી પહોંચ્યો એટલે રાજકુવરીએ તેને કહ્યું "કદાચિત્ હોડી કોઇની નજરે પડશે, માટે આ વખતે તમે અહીથી ચાલી જાઓ, અને કાલે આવજો." પાછા આવવાનુ કબૂલ કરી દિનાર્બસ ત્યાંથી ચાલી નીકળ્યો.

---

## પ્રકરણ ૨૮

## દિનાર્બસનું પરાક્રમ

નિકાયાને મળવાથી આનદિત થયેલા દિનાર્બસે તે દૂતને કહ્યુ કે "જો તારાથી બને તો મને રાસેલાસના કેદખાનામાં લઈ જા." તે દૂતે કરેલો પ્રયત્ન આ બાબતમાં સફળ થયો. રાજકુંવર અને દિનાર્બસ બન્ને બુદ્ધિમાન અને ઉદ્યોગી હતા ખરા, પણ તેમનાથી પણ

જે વાત ન થઇ શકી હોત તે આ દૂતે સહજમાં કરી. તેના પોતાના કામને અંગે આવી યુકિતઓ રચવાની તેને ટેવ હતી. બન્ને મિત્રો ઘણે દિવસે મળતાં પરસ્પર ભેટી ખુશી થયા. દિનાર્બસ આવ્યો હતો એની કોઇને પણ ખબર પડી ન હતી, તેથી બન્નેની વાતચીતમાં ઘણો વખત ગયો. રાસેલાસને શોધવાને કિલ્લામાંથી નિકળ્યા પછી શુ શું થયુ હતું તે સર્વ તેણે તેને કહ્યુ.

દિનાર્બસ—મિસર દેશમાં તમને પુષ્કળ દિવસ શોધ્યા પછી હુ અરબસ્તાનમાં ગયો. અરબસ્તાનની સરહદપર મને કેટલાક આરબ લોકો મળ્યા. તેઓએ જણાવ્યું જે એક મુકામે અમે રાસેલાસને જોયો હતો; તેના સાથે તુર્ક સ્વારોનો પહેરો હતો તે ઘણું ખરૂ કોન્સ્ટાટીનોપલ ગયો હોવો જોઇએ. તમે કેરો નગરમાં જઇ ત્યાંથી બોટમાં બેસી નિકળ્યાની મને ખબર પડી નહિ એટલે તમારી શોધની આશામાં હું સુલતાનના દરબાર તરફ ગયો મિસર દેશના અધિકારીએ કરેલુ કૃત્ય તેને બિલ્કુલ પસદ ન હતુ, અને હબસી દેશનો સ્નેહભાવ સપાદન કરવાને તે ખરા મનથી યત્ન કરતો હતો. તેને મારા નામની ખબર હતી, અને જે મેં કર્યુ તે તેને યોગ્ય લાગ્યું હતુ. તેણે મારી આગતાસ્વાગતા ઉત્તમ રીતે કરી, બદિવાનની શોધને માટે હું આવ્યો હતો તેની બરાબર શોધ કરવા હુકમ કર્યો, અને અમુક દિવસે આવવાનુ જણાવ્યુ કે તે દિવસે શોધના જે સમાચાર મળ્યા હોય તે મને જણાવે. તેણે ભાળને માટે જે યત્ન કર્યા તે સર્વ નિષ્ફળ નિવડ્યા, ત્યારે મને જણાવ્યુ કે જો હું ખરો મુસલમાન હઇશ તો નિરપરાધીને પીડા થવા દઈશ નહિ, અને અન્યાયી લોકને મદદ કરીશ નહિ. હમણાં ગ્રીસ દેશના ચાંચિયા લોકોએ અમારા રાજ્યના સમુદ્ર કિનારાપર લૂટ ચલાવવી શરુ કરી છે. તેઓએ કદાચિત્ કેરોમાંથી તૂર્ક સ્વારો સાથે નિકળેલા તમારા મિત્રને પકડી અટકાવ્યા હશે. માટે તેણે ગ્રીસ દેશમાં અને આસપાસના ટાપુઓમાં શોધ ચલાવવાને સખ્ત હુકમ કર્યો શોધ લાગતાં સુધી તેણે મને તેના દરબારમાં રાખવાની ઇચ્છા પ્રદર્શિત

કરી. યુદ્ધકળા વિષે મારી સાથે તેને પુષ્કળ વાતચીત થઈ. હું જે જે ઉત્તર આપતો હતો તે સર્વ તે લક્ષ દઈ સાંભળતો. વેનિસના લોકોની સાથે તે જે વર્તાવ રાખે છે તેથી તેની બુદ્ધિમતા અને કીર્તિ લોકોમાં પ્રસિદ્ધ છે એનો મને પ્રત્યક્ષ અનુભવ થયો. આપણે હમેશા કહીએ છીએ કે મોટા માણસો ખરાબ, જૂલ્મી, અને મગરૂર હોય છે; પણ તે વાત હમેશાં સત્ય હોતી નથી એની ખાતરી તેની સાથેના મેળાપથી થઇ જે મનુષ્ય જન્મત. બીજા કરતાં મોટો છે તેને બીજા લોકોની સ્પર્ધા કે નિંદા કરવાનું કઈ કારણ નથી. તે અભિમાન ત્યાગીને વર્તાવ કરે તેમાં તેનુ અપમાન નથી. તે લોકોની સાથે બરાબરપણે વર્તે તો તેમાં તેને હલકાઈ આવતી નથી; પરંતુ દૈવ-યોગે જેઓને પોતાના બરોબરીના માણસો કરતાં અધિક ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે, તેમને માટે તેમ નથી. મહત્વાકાંક્ષાને લીધે તેમને આધ-કાધિક માન મળે તો ઠીક એમ તેમને લાગે છે. તેઓને વળી એમ લાગે છે કે ભલાપણાથી હળીમળીને ચાલવાથી આપણને આ લોક પહેલાંની માફક ગણુશે. કેવળ દ્રવ્યાદિકના યોગે તેઓ મોટા બની બેઠેલા હોય છે તેથી કરીને બીજા લોકો કરતાં તેમની મોટાઈ રાખવાને માટે તેઓ કંઇ કઇ યત્ન કરે છે. રાજાઓમાં કેટલાક ગુણ હોતા નથી એ ખરી વાત છે; છતાં તેમનામા ભલમનસાઈ હોતી નથી એમ નથી વારૂ. પણ અત્યારે તેનો વિસ્તાર કરવાની જરૂર નથી."

"મારાપર સુલતાનનો સારો વિશ્વાસ બેઠો, અને તમારી શોધને માટે મોકલેલા માણસો પાછા ન ફરવાથી મારી સાથેના હબસીઓને લઇને શોધ કરવા જવાને માટે મે તેને વિનતિ કરી. તેણે મારી વિનતિ માન્ય રાખી, મારી સાથે બીજા કેટલાક હથિયારબદ્ધ માણસો, હોંશિ-યાર ખલાસી, અને સમુદ્રથી વાકેફગાર નાખુદા આપ્યા તેમને સાથે લઇ હું ગ્રીસ દેશની આસપાસના ટાપુ અને સુલતાનના રાજ્યમા આવેલા યુરોપના કેટલાક મુલકમાંના કેટલાક પ્રાંતોમાં ફર્યો."

---

# પ્રકરણ ૨૯

## (આગળ ચાલુ)

રાસેલાસ્—જે સઘળો ઇતિહાસમાં પ્રસિદ્ધ છે અને પ્રાચિન કવિઓએ જેનું વર્ણન કર્યું છે તે જોવાની મને પણ ઘણીવાર ઇચ્છા થઈ હતી.

દિનાર્બસ્—મહારાજ ! આગળ ફુરસદ મળશે ત્યારે વળી મારા પ્રવાસ દરમિયાન બીજું શું શુ બન્યુ તેની સર્વ હકીકત જણાવીશ. તમને તે સાંભળવાની હોશ હોય તોપણ અત્યારે તો મારે થોડામાં જ પતાવવુ જોઇએ મારા મનની મુરાદ બર ન આવવાથી હુ ક્યાંડિયાના અખાત તરફ વળ્યો. ત્યા સુલતાનનું આરમાર હતું. તે પર મુખ્ય અધિકારી વજીર હતો. બે વરસથી આ દરિયાઈ કાફલો વેનિસના લોકોની સામે યુદ્ધમાં જોડાયો હતો વેનિસના લોકોને આખા યુરોપના રાજ્યની મદદ હતી. તમે ન મળી શક્યા તેથી હુ નિરાશ થઈ ગયો હતો. તેથી હવે લઢાઇમાં જઈ મારે મારી કૃતજ્ઞતા સુલતાનને દેખાડવી એમ મને લાગ્યુ. દૈવયોગે જે દિવસે મોટો હલ્લો થવાનો હતો તેજ દિવસે હુ જઇ પહોચ્યો. વજીરે મને એક ટોળીનો ઉપરી બનાવ્યો સુભાગ્યે મે સાન્ટઆદ્રિ નામનો મોટો કીલ્લો હસ્તગત કર્યો. આથી સર્વ લોક કહેવા લાગ્યા કે તે દિવસે જય પ્રાપ્ત થયો તે મારે લીધે જ થયો. વજીરે મારાં વખાણ કરી સૈન્યમાં મને ભારે હોદ્દો આપ્યો શત્રુઓને હરાવી તેમનો કિલ્લો અમે હસ્તગત કર્યા પછી વિજયી થઈ આદ્રિયાનોપલમાં ગયા, કારણ કે સુલતાન ત્યાં આવ્યા હતા. વેનીસના લોકોને તહ કરવાની જરૂર પડી ત્યારે ત્યાં તેણે તહનું કહેણ મોકલ્યું. યુરોપના ગર્વિષ્ટ રાજાની ફજેતી થઈ. તેમનો ધર્માધ્યક્ષ જે પોપ તેની પણ નિરાશા થઇ આથી સુલતાને મેળવેલા વિજયને એક પ્રકારનું ભુષણ પ્રાપ્ત થયું. પરાક્રમ કરી દેખાડનારને તેણે ભારે બક્ષિસો આપી. મેં સ્વેચ્છાએ સૈન્યમાં જઇ પરાક્રમ કર્યું, માટે હુ અતિ ઉપયોગી છુ એમ તેને લાગ્યું. મને

પોતાના રાજ્યમાં રાખવાને સર્વિયા પ્રાંતનું રાજ્ય આપી મને મંડલિક રાજા બનાવ્યો. મારૂં રાજ્ય સુલતાનને તાબે છે માટે તેના મિત્રોને સહાય કરવી અને તેના દુશ્મનોનો પરાજય કરવો એ મારૂં કર્તવ્ય છે. તેના આખા રાજ્યના મુખ્ય વજીરનું માન માત્ર મારાપર છે. ભાઇનો પરાજય કરી તમે અહી આનંદગુહામા રહેવા આવ્યા છો એ વાત મે આદ્રિયાનોપલમાં જાણી. નેકાયાને મેં વચન આપ્યું હતુ તેથી તમારો વૃત્તાંત હું બાદશાહને જણાવી શક્યો નહિ. જે પ્રાંતનું રાજ્ય તેણે મને આપ્યું છે ત્યાં જઇ આવ્યા પછી પાછો સુલતાનના દરબારમાં આવ્યો ત્યારે મને જણાયું કે તેનો તમારે માટે સારો અભિપ્રાય છે. તમને કેદમા નાખ્યા છે, મૈનાસે લુચ્ચાઇ કરી બાદશાહ પાસેથી રાજ્યપદ છોડાવ્યુ છે, સાર્ઝા મરણ પામ્યો છે, વગેરે બાતમી મને તેની પાસેથી મળી. બીજા રાજ્યદરબારની અતિ ગુપ્ત બાતમી રાજાઓને શી રીતે માલમ પડતી હશે જે બાબતમાં તેમને બિલકુલ સબધ હોતો નથી તેની ખબર હોય છે, અને જે બાબતમાં અત્યત સંબધ હોય છે તેની લેશ પણ ખબર હોતી નથી. આવી બાબતો જાણવા માટે રાજા કેવી ખટપટ કરે છે એ જોઇ મને ઘણુ આશ્ચર્ય લાગ્યુ. આ યોગ્ય પ્રસંગ જોઇ મે બાદશાહને વિનતિ કરી કે તમારો એલચી થઇ હુ મૈનાસૂની પાસે જાઉછુ, અને બાદશાહને ફરીથી ગાદીપર બેસાડવાને મધ્યસ્થી કરૂ છું. તેણે મારૂં કહેવું તરત જ કબૂલ કર્યું. મૈનાસૂ મારી સાથે મીઠુંમીઠું બોલતો હતો. બાદશાહે પોતે સતોષથી રાજગાદી છોડી દીધી છે તેનાં પુષ્કળ પ્રમાણ તેણે મને બતાવ્યાં આમ થયું ત્યારે મેં સુલતાનને લખ્યુ કે આનંદગુહામાં જવાને માટે મને પરવાનગી મળવી જોઇએ. હુ ત્યાં જઈ, તમારા વતી તેની સાથે વાતચીત કરી, ખરૂં તાત્પર્ય શુ છે તે જાણવા યત્ન કરીશ. મેં મારી સાથેના માણસોને મારા બાપના કિલ્લામાં રાખ્યા છે, તેથી હું પણ ત્યાં છુ એમ તેઓ સમજે છે હું વેશ બદલી નિકળ્યો ત્યારે આ જાસૂસ નજરાણુ લઈ બાદશાહ પાસે આવતો હતો તેની સાથે હું અહીં આવ્યો છું પરંતુ હજી સુધી બાદશાહની મુલાકાત લીધી નથી.

# પ્રકરણ ૩૦

## દિનારૂબસે બાદશાહની મુલાકાત લીધી

સુલતાનના દરબારમાં વિજય પ્રાપ્ત કર્યો તેથી આનંદ પ્રદર્શિત કરી અને પોતાને સહાય કરવાને માટે ઉપકાર માનતાં રાસેલાસે દ્દનાર્બસને કહ્યું "બાદશાહ ફરીથી ગાદીપર બેસવાનું કબુલ કરશે એમ મને તો લાગતુ નથી. તેઓ સુખોપભોગમાં નિમગ્ન થઈ ગયા છે. તેઓ કોઈ પણ બાબતનો વિચાર કરતા નથી, અને તેઓ તેમ જ રહે તેવી મૈનાસે ગોઠવણ કરી છે. તમે જે પ્રયત્ન કર્યો તેની પણ મને ભીતિ લાગે છે. અહી મૈનાસના પુષ્કળ છાના જાસૂસ છે. જો તમે જાહેર થયા તો તમારા જીવનું જોખમ થયા વિના રહેવાનું નથી.

દિનાર્બસ—મને તે બાબતનો મુદ્દલ ભય નથી. એલચીના જીવને હાની થઇ તો સુલતાન બેસી રહી ક્ષમા કરશે નહિ મૈનાસ્‌ના અંગમાં એટલું ધૈર્ય નથી કે તેનાથી જરા ડરે નહી. માત્ર બાદશાહની મુલાકાત શી રીતે લેવી તે માત્ર મને કહે. પછી હુ ચ્હાય તે કરીશ.

રાસેલાસ્—પ્રથમ મને એટલું કહો કે અમાલ્ફિસ અને જીલિયાને મારૂ જરા સ્મરણ થાય છે ખરૂ કે? અત્યાર સુધીમાં ઘણી વખત મને દૈવ અનુકૂળ પણ થયુ છે અને પ્રતિકૂળ પણ થયું છે. તેથી મહત્વાકાંક્ષા રાખી પ્રયત્ન કરવામાં કંઇ હાંસિલ નથી પોતાના સુખે સુખી થનાર અને દુ ખમા દુ ખી થનાર મિત્રનો સ્નેહ અને પ્રેમ એ જ ઐશ્વર્યમાં ભૂષણ અને દારિદ્રયમાં સુખ છે એમ મને ભાસે છે.

દિનાર્બસ—તમારૂ શુ થયુ તેની તેમને ખબર નથી. તેમને તમારે માટે કેવી ફીકર થતી હતી તે શબ્દથી હુ જણાવી શકતો નથી. તમારી ખરી સ્થિતિ મારાથી તેમને જણાવી શકાઈ નથી. મેં માત્ર એટલું જ જણાવ્યુ છે જે તમે લડાઇમાં ભારે નામના કરી, પરંતુ મૈના-

સના હુકમથી તમને આનંદગુહામાં કેદ કરવામાં આવ્યા છે એમ લાગે છે. મેં નિકળતી વખત જણાવ્યું હતુ જે જલ્દી હું તમને તેમની ઉપલક હકીકત જણાવીશ. વારૂ, પણ હવે બાદશાહને શું કહેવું તેનો વિચાર કરીએ.

રાસેલાસ્—મને લાગતું નથી કે મેનાસની લુચ્ચાઇ ખુલ્લી પાડવાથી બાદશાહને કંઈ લાભ થાય એટલું તો મને લાગે છે કે ફરીથી જો તેમને ગાદીપર બેસાડવામાં આવશે તો આનંદગુહામાં જે સુખ મળે છે તેનો નાશ થયો એમ જાણી તેમને ખેદ થશે. હુ અને નેકાયા નિરપરાધી છીએ એમ તમારાથી તેમની ખાતરી થતી હોય તો કરો. તમે એટલુ મિત્રતાનું કામ કરો તો બસ છે. તેમની મુલાકાતને માટે સુલભ માર્ગ મને એ જણાય છે કે તમે અમાલ્ફિસ્‌ના પુત્ર છો એમ જાહેર કરો. તમારા પિતા કેટલાબધા વિશ્વાસપાત્ર છે એ બાદશાહ સારી રીતે જાણે છે. પાડોશના બલિષ્ટ રાજાના એલચીને મળવા કરતાં પોતાના માણસને તેઓ જલદી મળશે.

દિનાર્બસ—મહારાજ ! મને લાગે છે કે તમે તમારા પોતાના મનપરથી બાદશાહનું મન કેવુ હશે એ ઠેરવો છો. અમુક વાત કરો એમ કહેવાનો મારો અધિકાર નથી. પરંતુ મારાપર વિશ્વાસ રાખી સ્વસ્થ રહો. તમે કહી તે પ્રમાણે તજવીજ કરી જોઉ છુ. પરંતુ મુલાકાત થતાં તે વખતે જેમ યોગ્ય લાગશે તે પ્રમાણે કરીશ. બાદશાહના સ્વભાવથી હું અણુવાકેફ છુ માટે અત્યારે કંઈ કહી શકતો નથી.

કોઇને નજરે પડ્યા વગર જઈ શકાય માટે દિનાર્બસ રાત પડી અંધારૂ થયું ત્યાં સુધી ત્યાં જ રહ્યો પછી તે પેકયુઆ અને નિકાયાની પાસે પાછો ગયો. અને જે કર્યું હતું તે કહી સંભળાવ્યું, અને તે શું કરવાનો હતો તે જણાવ્યું નિકાયાએ પણ તેને જણાવ્યું કે 'બાદશાહના મનમાં શુ છે તે જણાય નહિ ત્યાં સુધી તમે સુલતાનના એલચી છો એમ જણાવતા નહિ. મને બરાબર ખબર છે કે બીજા રાજા પોતાના રાજકારભારમાં માથું મારે એ વાત હબસી દેશના રાજાને પસંદ નથી !

દિનાર્બસના મનમાં એમ કરવાનું નહતું છતાં તેણે રાસેલાસ્ અને નિકાયાના કહેવા પ્રમાણે કર્યું. તેણે બાદશાહને જણાવ્યું કે 'હું અમાલ્ફિસનો પુત્ર છું, અને કંઈ મહત્વની વાત કરવા આપની પાસે આવ્યો છુ.'

બાદશાહે જણાવ્યું કે 'તમારે જે કંઈ જણાવવાનું હોય તે તમે મૈનાસને જણાવો.' વળી તેને વિચાર કરતાં એમ જણાયુ કે રાસેલાસ્ અને નિકાયા અમાલ્ફિસને ત્યાં ઘણા દિવસ રહ્યાં હતા માટે આ કદાચિત તેમનો મળતિયો હોય. આથી તેણે સિપાઇના પહેરા નીચે તેને બોલાવી મંગાવ્યો.

બાદશાહની મુલાકાત થતાં દિનાર્બસે ધીરજથી જણાવ્યુ કે 'રાસે-લાસ્ અને નિકાયાને અન્યાયથી કેદ કરવામા આવ્યાંછે મૈનાસે જોરજૂ-લમથી રાજ્ય લઇ લીધુ છે, માટે તમે રાજ્યગાદી ફરીથી હાથમાં લઇ તમારા કુટુંબના માણસોનું કલ્યાણ કરો' આ સવાદનુ કંઈ સારૂ પરિણામ થયુ નહિ. માત્ર એટલુ થયું કે, પોતે કોણ છે વગેરે માહીતી કહી, તે સર્વ રાસેલાસે તેને કહી હોવી જોઇએ, અને તેથી તે રાસે-લાસનો મળતિયો છે એમ બાદશાહની ખાતરી થઇ જો તે એમ કહે કે 'મને રાસેલાસે કંઈ કહ્યુ નથી તો નિકાયા અપરાધી ઠરે માટે તે ગભરાઈ જઈ શરમાવા જેવો થઈ ગયો. આપરથી બાદશાહને તે ગુન્હેગાર છે એમ ભાસ્યું, અને તેને કેદમા નાખવા બાદશાહે હુકમ કર્યો.

હવે મારી મરજીમાં આવે એ પ્રમાણે વર્તવા હરકત નથી એમ દિનાર્બસને લાગ્યું. તેણે બાદશાહને જણાવ્યું કે 'હુ સુલતાનનો એલચી છુ, અને મૈનાસ્ને એ વાત કરી સમાધાન કરવા તેમના તરફથી આવ્યો છું. તેણે તે વાત સાંભળી નહિ તેથી તમારી મુલાકાત લઈ, સુલતાન આપને અનુકૂળ છે એમ જણાવી, આપે ફરીથી ગાદી સ્વીકારવી એમ જણાવવાનો મને હુકમ છે.

અત્યાર સુધી બાદશાહનો જે ગુસ્સો હતો તે હવે જતો રહ્યો,

અને તેને બલિષ્ટ રાજાનો ભય લાગવા માંડ્યો. ખરૂં શું તેનો તે નિશ્ચય કરી શકયો નહિ. ભવિષ્યમાં શું કરવું તેને માટે તેણે મૈનાસ્‌ની તરફ એક દૂત મોકલ્યો. તે પાછો આવે ત્યાં સુધી તે દિનાર્બસની સાથે સુલતાનના એલચીને યોગ્ય સન્માનથી વર્તવા લાગ્યો. બીજે દિવસે ગોંદારથી કેટલાંક માણસો આનદગુહામાં આવ્યા. તેઓ ખબર લાવ્યા હતા કે તુર્ક લોકોની એક મોટી ટોળી હબસી દેશની સરહદ પર આવે છે. આ ખબરથી તે દિનાર્બસનું વધારે માન રાખવા લાગ્યો. જ્યારે જોઇએ ત્યારે રાસેલાસ્‌ને મળવાને માટે પરવાનગી સુદ્ધાં પણ આપી.

---

# પ્રકરણ ૩૧

## દિનાર્બસના પ્રવાસની હકીકત

બાદશાહના વર્તન બદ્દલ દિનાર્બસે રાસેલાસ્‌ને કંઈ કહ્યું નહિ. માત્ર ત્યાં શુ બન્યું તે તેને જણાવ્યુ, તેથી તેને ઝાઝી આશા પડી નહિ. તેને એમ લાગ્યું કે મારા માટે અત્યારે તો મારા મિત્રને કેદ જેવું થયુ છે. મિત્ર પર સંકટ આવ્યાથી તેને ભય લાગ્યો.

દિનાર્બસ્‌—મારે માટે કશી ફિકર કરતા નહિ. હું શું કરૂં છું તે તરફ બાદશાહનુ લક્ષ છે એ વાત મારા ધ્યાનમાં છે. મૈનાસ્‌ તરફથી બાદશાહને લખાણ મળે ત્યા સુધી મારે અહીં રહેવું આવશ્યક છે. પરતુ આટલા દિવસમાં મેં પણ તમારા નિરપરાધીપણા બદ્દલ બાદશાહની ખાતરી કરી છે. વળી તેને એમ પણ લાગે છે કે રાજકારભાર ફરીથી જોવો જોઇએ. મને એમ લાગે છે કે કોઇ પણ પ્રકારની અડચણ આવ્યા વગર કોઈ પણ રાજા રાજ્ય ત્યાગ કરે નહિ; અને એમ પછીથી ખરાબ ન લાગે એમ પણ કદિ બને નહિ. અધિકાર અને કારભાર પ્રસંગવશાત્‌ ન હોય તો ઠીક એમ લાગે, પરંતુ સ્વાભાવિક રીતે તે સર્વને પ્રિય હોય છે. મનુષ્ય સુખોપભોગમાં

નિમગ્ન હોય, વા જોગી બની એક બાજૂએ જઇને રહેતો હોય, પણ તેને ભાંજગડ કરવાની ઇચ્છા ફરીથી થાય છે. કાલે રાત્રે બાદશાહની સાથે મારે જે બોલવુ થયું તે પરથી જણાય છે કે તેમને રાજસુખની આશા ઉત્પન્ન થયા જેવુ થયુ છે. વધારે વખત મળવા પછી હું તેમની મહત્વાકાક્ષા ફરીથી જાગ્રત કરીશ એમ મને લાગે છે

દિનાર્બસના મળવાથી રાસેલાસને બદિખાનાનુ દુઃખ ઘણું ઓછુ જણાવા લાગ્યુ તે કહેતો હતો કે 'તમારા માટે અને નિકાયાને માટે બાદશાહના મનમા અધિક પ્રેમ ઉત્પન્ન થાય એમ હુ કરૂ છુ' આમ છતા રાસેલાસ્‌ને કઇ આશા લાગી નહી. તે તેના કહેવાની વાત એક બાજૂએ રાખી, સુલતાનના મુલકમાં તેણે કરેલા પ્રવાસનુ વૃત્તાંત દિનાર્બસને પૂછવા લાગ્યો.

રાસેલાસ્‌—અર્વાચીન યુરોપિયન કવિઓએ જેનું સુદર વર્ણન કર્યુ છે તે સ્થળો, તેના ગ્રથ વાંચવાથી જેવા મનોરમ લાગે છે તેવા ખરે-ખર છે કે નહિ તે પ્રત્યક્ષ જોવાની ઇચ્છા મને ઘણી વાર થઇ છે. આપણા કવિઓના અલકારિક વર્ણનો શુ આપણે વાંચ્યા નથી ? અમને બીજા રાષ્ટ્રની કઇ પણ ખબર નથી એ અમારા રાષ્ટ્રનુ મહાન દુર્દૈવ છે એમ મને તો જણાય છે. આ અગવડ આપણુ પુરતી ગ્રથોની મદદ જેટલી ઓછી થઇ શકે તેટલી ઓછી કરવા મેં પ્રયત્ન કર્યો છે.

દિનાર્બસ—આર્ચિપેલેગો અને ભૂમધ્ય સમુદ્રની સફર દરમિયાન જોયેલી બાબતથી તમારા પ્રશ્નનો નિર્ણય હું કરી શકીશ પૃથ્વીપર રાષ્ટ્રો નાશ પામે છે, અને તેમનુ નામ નિશાન સુદ્ધાં રહેતુ નથી. પુષ્કળ દિવસથી ચાલતા આવેલા કાયદાકાનુન નષ્ટ થઈ તેનુ સ્મરણ સુદ્ધા લોકોને રહેતુ નથી. નીતિના પ્રકાર બદલાઈ જાય છે, આ અને એવા બીજા મોટા મોટા ફેરફારો થાય છે છતાં અમુશિતોપણ-

કટિબંધમાં સૃષ્ટિ સૌંદર્ય સર્વદા સરખું જ હોય છે. કવિ સૃષ્ટિસૌંદર્યનું વર્ણન છે તે કરતાં અધિક કરે છે એ મત, જે દેશમા ઉતરણ વાયુના સુસ્વાટથી વૃક્ષ અને વનસ્પતિ જરદ થઈ જવાથી સૃષ્ટિશોભા કેવળ નાશ પામે છે, કિંવા અતિ ઉષ્ણુતાને લીધે સર્વ વસ્તુ સુકાઈ જાય છે એવા દેશમા ઉત્પન્ન થયો હોવો જોઇએ. પરંતુ જે સુખદ દેશમાં વનસ્પતિ સર્વદા તાજી રહે છે, તેવા દેશમા કવિઓ પોતાની સઘળી કલ્પનાશક્તિ ખર્ચે તોપણુ સૃષ્ટિસૌંદર્યનુ વર્ણન અપૂર્ણ જ રહે. હબસી દેશના તપ્ત વાળુમય પ્રદેશમા રહેનારા લોકોને, અને પાણી છીજી જવાથી બરફ બનેલી નદીઓ પર ચાલનાર અને બરફને લીધે ચારે તરફ શુભ્ર શ્વેત દીસતા પર્વત પર ચઢનાર સિથિયાના લોકોને, દૈવવાન ગ્રીસ દેશમાં રહેનાર માણુસોને જે વનશોભા નજરે પડે છે, તેની કલ્પના પણુ આવશે નહિ

અનેક રંગના મોટમોટા ડુંગરોમાથી સ્વચ્છ આકાશના નીલવર્ણનુ પ્રતિબિંબ ધારણુ કરતા પડનારા સ્વચ્છ પાણીના ધોધ, અનેક આકૃતિનાં અને અનેક રંગનાં વૃક્ષ, ફળપુષ્પની વિપુલતા, આ સર્વને લીધે તે પ્રસિદ્ધ સ્થળના વનપ્રદેશમા એક પ્રકારના વૈચિત્ર્યના વાસથી તેની શોભામા વધારો થાય છે. પ્રકાશથી ચકચકિત હવાની લહરીમાં નીલ વર્ણના જણાતા દૂરના ડુંગરો, પશ્ચિમ તરફ શોભીતાં જાંબુડિયા રંગનાં વાદળોને લીધે, અત્યંત સુંદર નજરે પડે છે. જેમ નીતિમાન્ મનુષ્ય કોમળ મનનો હોય તો તે પ્રિય લાગે છે, તેમ તે સર્વ વસ્તુ કોમળ અને શાંત હોઈ આહ્લાદકારક લાગે છે. રાસેલાસ્! મારું કહેવુ તમને કદાચ અતિશયોક્તિભર્યું લાગશે, પણુ મને લાગે છે કે તમે તે સ્થળે આવ્યા હોત તો ઠીક થાત, તમે ત્યાં આવ્યા હોત તો સૌંદર્યમા અંત:કરણુ લીન થઈ તમને પણુ મારી માફક અતિશય આનંદ થયો હોત. આ આનંદદાયક સ્થળે બેસી વિચાર કરતાં મન ઉદાત્ત થઈ, તેને શાંતિ લાગે છે. ગમે તેટલો પ્રયત્ન કરીએ છતા જેનુ વર્ણન પૂરેપૂરુ થઈ શકે નહિ એવી એકાદ સુંદર અને આનંદદાયક દરીમા ફરતા ફરતા, પરમ ઔદાર્યથી મનુષ્યને બક્ષિસ કરેલા દેખાવ મનમાં આવતા તે વિશ્વોત્પાદક પરમેશ્વરના કૃપાળુ-

પણાની મેં વારંવાર સ્તુતિ કરી છે. એકાદ સ્થળે પ્રાચીન કાળની ભવ્ય ઇમારત નજરે પડતાં તે વગર બોલવે ઉપદેશ કરી રહી હોય એમ ભાસે છે. તે દેશનો પ્રત્યેક પ્રાંત સુદર સ્થળે આવી રહેલો છે, અને કોઈ બાબત માટે પ્રસિદ્ધ હોય છે. ત્યાં નામ વગરનો એક પણ પર્વત નથી. જાણે સમસ્ત જગાએ પ્રાચીન કાળન કીર્તિમાન્ લોકોનો ઇતિહાસ લખી રાખ્યો હોય એમ જણાય છે. ત્યા કલ્પિત કથાના સંબંધમા પણ વિશેષ માન છે. જેવી રીતે થરમોપીલી*ની પર્વતમય રસ્તા વાટે જતા આપણા શરીરમા શૌર્ય સ્ફુરી આવે છે તેવી રીતે ઓલિપસ્ અને પારનેસસ† આગળ જતાં કવિત્વશક્તિનો મનમાં સચાર થાય છે આ જગ્યાએ મને મારાં પરમ પ્રિય મનુષ્યો સાભરી આવ્યા હતા થીસસ્ના‡ દેવળ આગળ મને તમારું સ્મરણ થઈ આવ્યુ સ્પાર્ટા§ આગળ ગયો ત્યારે મને મારા પિતા સાભરી આવ્યા. જે વૃક્ષની છાયામા બેસી ગ્રીસ દેશના તત્વજ્ઞાની પોતાના શિષ્યોને ઉપદેશ કરતા હતા, તે વૃક્ષોના ઝુડની છાયામા

---

* ગ્રીસ દેશના ઇતિહાસમા આ પર્વતમાની વાટ સુપ્રસિદ્ધ છે જ્યાર ઇરાનીઓએ ઝર્કસીસની સરદારી હેઠળ ગ્રીસ પર હલ્લો કર્યો ત્યાર સ્પાર્ટાના રાજા લીઓનીદાસ આ સ્થળે તેના બહાદુર સૈનિકો સાથે રક્ષણ માટ ઉભા હતો તેણે ઇરાનીઓને મુઠીભર સિપાઇથી હપાવ્યાની વાત ઇતિહાસમા મશહૂર છે

† આ બન્ને નામ પર્વતોના છે ઓલિપસને પ્રાચીન ગ્રીક લોકો દૂનિયામા સર્વથી ઉચો પર્વત માનતા, અને તેમના દેવદેવીઓનુ નિવાસસ્થાન લેખતા આ પર્વતની ઉચાઈ ૯૭૦૦ ફીટ છે પારનેસસ્ની ઉચાઈ ૮૦૯૮ છે પ્રાચીન ગ્રીક લોકો તેને ઍપૉલો અને કળાઓની દેવીઓનુ નિવાસસ્થાન માનતા આ સ્થળો આગળ પ્રાચીન ગ્રીક લોકો ઉત્સવ કરતા, અને પોતાના કરેલા ગ્રથ ત્યા વાચી સભળાવતા

‡ થીસસને ગ્રીસ દેશના પૂરાણમા એથન્સનો રાજા કલ્પેલો છે મીનોતોર નામના રાક્ષસને સાત યુવક અને સાત યુવતીઓની વાર્ષિક ખડણી એથન્સને આપવી પડતી હતી થીસસે એથન્સને આ દુ ખમાથી મુક્ત કર્યું હતુ

§ સ્પાર્ટા એ નામક શહેર ગ્રીસમા છે, અને તે વીરભૂમિ તરીકે પ્રસિદ્ધ છે

પેઠા, તે સમયે પ્લેટો* અને તેના શિષ્યના વિચાર સમજવાને માટે પાસે ઇમ્લાક હોય તો ઠીક એમ મને લાગ્યું. પ્લેતી અને મારાથાન† આ પ્રસિદ્ધ સ્થળે પહોંચ્યો ત્યારે મારા સૈન્યમાંના સોબતીઓ આંખ આગળ તરી આવ્યા. જ્યારે હું ટેમ્પી‡ની દરી આગળ ગયો ત્યારે હું મારું સર્વ દુ ખ ભૂલી ગયો અને વિનયશીલ તથા ઉલ્હાસ યુક્ત નેકાયા મારી પાસે બેઠી છે, એમ ભાસવાથી હુ આનંદસાગરમાં નિમગ્ન થયો.

---

## પ્રકરણ ૩૨

## પ્રાચીન કાળના લોકોનું મહત્વ

રાસેલાસ્—લોભથી જેઓનાં અતઃકરણ જુઠ્ઠાં થયાં હોય છે, કિવા જેઓનાં મન સુખોપભોગમા ગર્ક થઈ મૂઢ થયાં હોય છે એવા માણસોમાના ઘણાને તમારુ ભાષણ અતિયુક્તિભર્યુ લાગે ખરું, પરંતુ આ બદિખાનામાં તે કોઈ સાભળનાર નથી તે ઠીક છે. જો કે અહીં આપણા શરીર બદિખાનામા પડ્યાં છે એ ખરું, પણ આપણા મન તો સ્વતંત્ર છે, તે કંઈ પ્રતિબંધમાં નથી એ બીના પણ જગતમાં દુષ્પ્રાપ્ય છે એ તો ઠીક, પણ જેવી રીતે પ્રાચીન સમયના લોકોની ઐશ્વર્યતાના સાક્ષીભૂત ભવ્ય અને સુશોભિત અવશિષ્ટ રહેલાં જૂના મકાનો મિસર દેશમા જોઈ મને આનંદ થયો હતો, તેવો આનંદ એ દેશમાંની ઇમારતો જોઈ તને થયો હતો ખરો ?

દિનાર્બસ—તે ઇમારતો જોઈને મારા મનમા જે આનંદ થયો હતો તે વર્ણન કરવા હુ અસમર્થ છું ગ્રીસ દેશમાં દેવળોની શોભાદાયક સાદાઈ, તેઓનુ સુદર પ્રમાણ, તેના જૂદા જૂદા ભાગોનો એક બીજાની સાથે બધબેસતો મેળ, તેની એકંદર ભવ્યતાને લીધે

---

* પ્લેટો ગ્રીસનો સુપ્રસિદ્ધ તત્ત્વજ્ઞાની હતો તે સોક્રેટિસનો શિષ્ય હતો

† મારાથાન રણક્ષેત્રની ભૂમિ તરીકે ગ્રીસના ઇતિહાસમા જાણીતી છે. એ સ્થળે યુનાનીઓએ ઇરાનીઓને હરાવી પરાક્રમ દાખવ્યુ હતુ

‡ ગ્રીસ દેશનુ જૂનુ જાણિતુ સ્થળ છે

તેમની મોટાઈ મનમાં આવતાં એક પ્રકારનો સંતોષ થાય છે; તેવો સંતોષ આજ કાલની ઇમારતો જોઈ થતો નથી. હમણાંના કારીગરોની રુચી બગડી ગઈ છે. તેનું કારણ ગમે તે હો. તેઓને આ મકાનો જોઈ કંઈ આનદ થતો નથી. હલકા નમૂના, જૂદાજૂદા ભાગમાં પ્રમાણનો અભાવ, ખરાખોટા રંગ આદિથી પ્રસ્તુત થયેલી ઇમારતોથી સમજણવાળા મનુષ્યને શી રીતે આનંદ થાય ? કોણ જાણે શાથી આ બાબત તેમના મનમાં આવતી નથી ? આમ છતાં એવા કારીગરો પુષ્કળ છે અને તેમની પાસે કામ કરાવનાર પણ પુષ્કળ છે. જેણે સો રૂપિયાનો મકબરો બાંધ્યો છે તેને એમ લાગ્યુ હોતુ જોઇએ કે જે અજ્ઞાન અને જગલી લોકોના સમયમા થીસસનુ દેવળ બધાયુ હતું, તે સમયના કરતા મારા સુધરેલા સમયમા કારીગરીની સફાઈ ઘણી આગળ વધી છે, એમ મારે સિદ્ધ કરી આપવું જોઇએ અપ્રબુદ્ધ મનુષ્યો અને અશિક્ષિત લોકોને જૂદાજૂદા ભાગો વચ્ચે પ્રમાણ રાખવા કરતાં બાહ્ય શોભાની આવશ્યકતા વિશેષ લાગે છે. આખુ મકાન ભવ્ય અને સુદર દેખાય, તે તરફ લક્ષ ન આપતાં, બીજી નાનીસૂની બાબતો તરફ વિશેષ લક્ષ આપે છે. આખું મકાન દેખાવે ભવ્ય સુદર અને મનોરમ જણાય એમ ન કરતા તેઓ તેમા એક પ્રકારનુ વિજાતીય વૈચિત્ર્ય આણે છે

ગ્રીસ દેશના ઉજ્જડ કિનારાપર સાદાં સુદર કારીગરીના કામો જોઈ, મને આપણા દેશના ઘુમટ, મિનારા, રગબેરગી કળશ આદિનો તિરસ્કાર આવવા લાગ્યો છે. શિલ્પચાતુર્યના તેમના કારીગરીના કામો જોઇને માત્ર હુ મોહિત થયો છુ એમ નથી. તેઓની સર્વ કળામાં આ ગુણ મળી આવે છે. તેમના કોતરેલા લેખ પણ સાદા અને સુદર છે. તે અતિ ઉદાત્ત, શુદ્ધ અને પ્રૌઢ હોય છે અસલ જે ખરી બાબત હોય તે જ જણાઈ આવે, તેને માટે તે લખેલા હોય એમ સંભવે છે. વિષયના ઉત્તમપણાને લીધે તેમાં વકતૃત્વનુ સૌંદર્ય સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે. તેઓએ પ્રસ્તુત કરેલાં પૂતળા જોવામા કટાળો આવતો નથી. ઘણો વખત જોઈ જોઈ બીજાની સાથે તુલના કરી

જોતાં તે સારા દીસે છે એમ નથી. તે સાદાં અને સુંદર હોય છે. દરેક નાનીસૂની બાબતમાં જ નહિ, પણ એકંદર રીતે પ્રકૃતિને અનુરૂપ કરેલા હોય છે અને આબેહૂબ તેવા જ દેખાય છે. તેને જોતા જ તે મનુષ્યનુ અંત:કરણ કેવુ હશે, તેનુ ભાન આપણને થાય છે. તેની તરફ જોતા જ તે મનુષ્યમાં શા ગુણ હશે, તે આપણને જણાઈ આવે છે. તેથી આપણા મનમા પૂજ્યબુદ્ધિ થયા વગર રહેતી નથી. પરંતુ આજ કાલના ઉત્તમ કારીગરોના કામ જોઇને મનને એકદમ આનંદ થતો નથી. ઘણી વાર સૂધી લક્ષપૂર્વક જોયા પછી તેનુ સૌંદર્ય સમજાય છે તે જોઇને આનદની લાગણી ઉત્પન્ન થાય ત્યાર પહેલા જ આપણે તેના ગુણદોષ જોવા માડીએ છીએ. આને લીધે તેની કંઈ પણ અસર મન ઉપર થતી નથી. પ્રાચીન લોકોના અત્યુત્તમ મકાન તરફ જોતાં જ આપણુ મન તેમાં લીન થઈ જાય છે, અને તે જોયાં જ કરીએ, એવી ઇચ્છા આપણને થાય છે. વધારે વખત જો બારીકાઇથી જોઇએ ત્યારે આપણને ઉત્તમ પ્રકારના વ્યવસ્થિત રાજ્યમા કેટલીક બાબત ઉત્તમ અને કેટલીક બાબત કનિષ્ઠ હોય છે તેમ જણાય છે. પરંતુ જેવી રીતે એ સર્વનું એકંદર પરિણામ તેના પ્રમાણમા સરખુ હોય છે, તે પ્રમાણે પ્રત્યેક ભાગમા કંઈ વધારે ઓછાપણુ જણાવા છતાં એકંદર રીતે એ બધાને લીધે આખી ઇમારત સુશોભિત દેખાય છે

ઇતિહાસ વાચતા આપણને એમ જણાય છે કે, ગ્રીસ અને રોમમાં પ્રાચીન સમયે જે નામાંકિત પુરુષો થઈ ગયા છે, તેમનું નીતિ સંબંધી કિંવા રાજકીય બાબતમાં વર્તન અત્યારના માણસો કરતાં ઉત્તમ હોવું જોઇએ. તેમનાં પરાક્રમ મોટાં હતા તેવાં જ તેમનાં મન પણ મોટા ગંભીર હતા તેઓને સાહસિક કામની ઇચ્છા થતી અને યત્નપૂર્વક તેઓ તેને સિદ્ધિએ પહોંચાડતા. આસ્તે આસ્તે એકાદ નાની બાબતો કરી, એટલે બીજી બાબતો પોતાની મેળે બની આવશે એમ કરતા નહિ પોતાના સ્વદેશ માસીડોનિયામાથી* નિકળતાં

* મેસીડોનિયા—ગ્રીસ દેશના એક પ્રાતનુ નામ

પહેલાં જ સિકંદર બાદશાહે પૂર્વ તરફના દેશ જિતવાનો નિશ્ચય કર્યો હતો. લોકસત્તાક રાજ્યમાં આપણે સર્વથી શ્રેષ્ઠ થવું છે, એમ જાણીને સીઝરે ગૉલ* દેશપર ચઢાઈ કરી હતી. આપણા રાજા આપણા લોકોને યૂરોપના દેશમાં જઈ જ્ઞાન સપાદન કરવા દેતા નથી, તેનુ મને આશ્ચર્ય લાગતુ નથી. પોતાની પ્રજા અજ્ઞાન, ચૈની, સુસ્ત, જે નજર આગળ બને તેનો જ વિચાર કરનારી હોય તો ઠીક, એમ તેમને લાગે છે. કારણ કે એમ હોય તો જ તેમને ફાવે તેવો જૂલમ કરવાનુ મળે મનના વેગને નિયમિત મર્યાદામા અવરોધ કરીએ તો તે સુસ્ત થઈ જાય છે

રાસેલાસ—એ સર્વ ખરુ. પરતુ લોકોને અજ્ઞાનના અધકારમા રાખવાથી રાજાને શા લાભ થાય છે, તે મારી સમજણમા આવતુ નથી. પ્રજા જો જ્ઞાનવાન્ હોય તો તે સારી રીતે સારા રાજા ઉપર પ્રીતિ રાખે અને તેનુ માન જાળવે. હજારો જગલી લોક મર્યાદામા રહી ગુલામની માફક વર્તે, તો પણ તેમનાપર વિશ્વાસ રાખવો એ કઠિન કામ છે. પ્રજાજન જો જ્ઞાની હોય તો તેની વફાદારીની ખાતરી હોય છે. પરશત્રુ ચઢી આવે અથવા તો કોઈ દેશમા જ રાજાને પદચ્યુત કરી રાજ્ય પચાવી પાડવાનો યત્ન કરે તો શિક્ષિત પ્રજા ફિતુર કરી રાજાને એકદમ છોડી દેશે નહિ આપણા રાજ્યમા તો લોકો જે પ્રમાણે રાજાના હુકમને માને છે, તે પ્રમાણે શત્રુ આવે તો તેના હુકમને પણ માને છે. કારણ કે જેવી રીતે રાજા લોકોને પોતાના ધાકમા રાખી અધિકાર ચલાવે છે, તે જ પ્રમાણે દુશ્મન પણ કરે છે. આ પ્રમાણે જો ન હોય તો પોતાના ભાઇને મારી નાખી અને બાપને ફસાવી મૈનાસને સ્વસ્થપણે રાજ્ય કરવાનુ શી રીતે મળે ?

---

* ગૉલ—ફ્રાન્સ દેશનુ પ્રાચીન નામ

## પ્રકરણ ૩૩

## રાસેલાસ્ અને નિકાયાનું પિતાની સાથે પ્રયાણ

નિકાયાનો કંઈ અપરાધ નથી, એ વાત બાદશાહની પાસે સિદ્ધ કરી બતાવવામા દિનાર્બસને શ્રમ પડ્યો નહિ. તેના કહેવાથી પોતાની પુત્રીને મળવા કબૂલ થયો. તેણે મમતાળુ વર્તણુકથી અને ચાતુર્યભરી વાણીથી રાસેલાસ્ના સંબધમાં ખરી હકીકત હતી, તે બાદશાહના મનમાં આણી. આથી બાદશાહની સ્થિતિ વિલક્ષણ થઇ. ગર્વને લીધે તેનાથી પોતાની ભૂલ કબુલાય નહિ, અને પુત્રને માટે પ્રેમ લાગણી પણ ઉત્પન્ન થાય, આમ કેટલોક સમય ગયા પછી તેણે પુત્રને કઇ અપરાધ નથી, એમ કહી તેને બધનમુક્ત કર્યો.

હવે મૈનાસ્ને પદચ્યુત કરવાને માટે શુ કરવુ, એનો વિચાર થયો જે વિશ્વાસઘાતકી અને ફિતુરી લોકોની મદદથી જોઇએ તેવાં દુષ્ટ કૃત્ય કરી રાજ્યને પચાવી પાડ્યુ હતુ, તે લોક તેનુ રક્ષણ કરવાને મદદ કરવાના, એમા કંઇ શક નહિ, કારણ કે મૈનાસ્ના પદચ્યુત થવામાં તેમને પણ ભીતિ હતી. સૈન્યમાંના માણસો રાસેલાસ્ની કીર્તિથી વાકેફગાર હતા; અને કદાચ અમાલ્ફિસની મદદથી તેઓ પોતાના પૂર્વના બાદશાહને અનુકૂળ થયા હોત, પરંતુ તેમાના સર્વ અધિકાર બદલાઈ ગયા હતા. પહેલાના અધિકારીઓને કાઢી મૂકી, મૈનાસે તેમની જગાએ પોતાના ખાતરીના માણસો નિમ્યા હતાં. રાસેલાસ્ને અનુકૂળ થવાનુ તેમના મનમાં હોય, પણ ઉભય પક્ષની એકમેક વિષે પકી ખાતરી થયા વગર તેમની પાસે વાત કરવી એ કઠિન હતુ. કારણ કે આ વાતની ખબર જો મૈનાસ્ને પડે તો તેમનો તદ્દન નાશ થાયને થાય જ. અમને જોઇએ તેવો સારો આશ્રય છે, એમ જાણ્યા સિવાય કોઈ પણ વાત કરવાની તેમને પંચાતી હતી.

આ સમયે સુલતાનની મદદ ઉપયોગી થઇ પડે એમ હતુ, અને એ ઠીક હતુ કે, તેણે પોતે મધ્યસ્થ થઇ અત.કરણપૂર્વક કામ કરવા કબૂલ કર્યું

હતું. પાડોશના પરતુ પોતાના કરતા અશક્ત રાજ્યમાં ટટો ઉત્પન્ન થાય તો કયા રાજાને મધ્યસ્થી થઈ પતાવટ કરવાનુ મન ન થાય? બિજાનાં રાજ્યમાં હાથ ઘાલવાના તુર્કી લોકોના સ્વભાવથી રાસેલાસ્‌ને ધિક્કાર આવ્યો હતો. આ સિવાય બીજી કોઈ પણ રીતે તેને પોતાના પિતાના ગાદીપર મૂકવા વિચાર હતો આમ લાગે છે ખરું, પણ તેથી કંઈ ફાયદો નથી એમ તેને તરત જ જણાયુ. તેને એવી ખબર મળી હતી કે, તુર્કી લોક સરહદ પર આવ્યા છે; એટલામા વળી તેને માલમ પડ્યુ કે, તેઓએ હબસી દેશમા પ્રવેશ પણ કર્યો છે વળી એમ પણ સમજાયુ કે, તેમણે અમાલ્ફિસને પોતાના માણસો સાથે આવીને મળવાનું કહ્યુ છે; પરતુ અમાલ્ફિસ તેમનુ કહેવુ ન સાભળતાં ઉદાસીન રહ્યો હતો. દિનાર્બસના સાથેના માણસો તેમની સાથે હતાં. તેમણે પોતાના દેશના માણસોને મળવાને માટે હરકત લીધી નહિ. જ્યારે ફોજને સાથે લઈ મૈનાસ્ સામો થવા ગયો ત્યારે જલ્દીથી મોટી લડાઈ થવાની છે, એવી ખબર આવી.

હવે શુ કરવુ તે એક પ્રશ્ન થઈ પડ્યો. દિનાર્બસે બાદશાહને કહ્યુ કે હુ તુર્કી લોકો તરફ જાઉ છુ; કારણ કે જો હુ નહિ હોઉ તો તે લોકો ભારે અનર્થ કરશે. એવી વાત જણાવી દિનાર્બસ્ તેઓની તરફ ચાલી નિકળ્યો, દેશમા જ્યા ત્યા સર્વત્ર ગભરાટ ફેલાયો, આનંદગુહામા જે કડક પહેરો હતો તે હવે જતો રહ્યો આથી મૈનાસ્‌ના માણસો, બાદશાહ અને તેની બરોબરના માણસોનો મુજરો કરવા અને આર્જવ કરવા આવવા લાગ્યા. તેણે તેઓને જ્યાં જવુ હોય ત્યા જવાની છૂટ આપી.

ગોન્દારમા બન્ને સૈન્ય પડાવ નાખી રહ્યા છે એવી ખબર મળતાં દિનાર્બસ્ જલ્દીથી તે તરફ ગયો. તેના મનમા મૈનાસ્‌ને ભય દેખાડી ગાદી છોડાવવી, અને બાદશાહને ફરીથી ગાદીપર બેસાડી, તુર્ક લોકોને પાછા લઈ જવાનુ હતુ. પરતુ ગોન્દાર જતા તેને પોતાનાં માણસો તેમ જ મૈનાસ્‌ના માણસો પણ મળ્યા. આપણો જય થયો છે એવું તેને તેનાં માણસોએ જણાવ્યું. રાજ્ય પચાવી પાડનાર વેષ બદલીને છાની રીતે નાસી જતો હતો; તેને પકડી તેનો શિરચ્છેદ કર્યો. તમારો જય

થયો. હવે કેદ કરેલા લોકોનું શું કરવું છે તે કહો. કેદ કરેલા માણસોમાં મૈનાસ્‌ના કારભારી અને તેની મહેરબાનીવાળાં બીજાં માણસો છે.

આ લોકો ઉપર સર્વ અધિકાર તમને પૂર્ણપણે આપ્યો છે, એવો સુલ્તાનનો હુકમ જે તુર્કી લોકો લાવ્યા હતા, તે તેમણે તેને આપ્યો. આમ બન્યું એટલે તે તે લોકોને લઇને ગોન્દારમાં ગયો. ત્યાં જઇ બાદશાહ અને રાસેલાસને આનંદગુહામાંથી લઈ આવવા માણસ મોકલ્યા.

મૈનાસ્‌ના મરણની વાત સાંભળી બાદશાહને વિશેષ લાગ્યું નહિ. પરંતુ રાસેલાસ્‌ અને નિકાયાને વિશેષ લાગી આવ્યું. તેઓને સારુ લાગ્યુ તે એટલુ જ હતુ કે, આ કૃત્યમા તેમનો લેશ માત્ર પણ સંબંધ ન હતો. તેઓ બન્ને પણ બાદશાહની સાથે ગોન્દાર આવ્યા. પોતાના પિતાની તેના પર કૃપા થતા જ તેણે પેકયુઆ, ઇમ્લાક અને ખગોળવેત્તાને છૂટ અપાવી હતી તેઓને પણ પોતાની સાથે લીધાં.

---

## પ્રકરણ ૩૪

## પરરાષ્ટ્રની મદદથી થતાં નુકસાન

બાદશાહ પુન આનદથી ગાદીપર બેઠો. જે રાજ્યક્રાંતિને લીધે તેને ફરીથી ગાદી પ્રાપ્ત થઈ, તેના સંબધમા તેણે કંઈ જ વિચાર કર્યો નહિ. જે મનુષ્યો પ્રથમ તેની કૃપાપાત્ર હતાં, પરંતુ પાછળથી ફિતુરમાં દાખલ થયાં હતા, તેમને શી શિક્ષા કરવી, એમ પૂછવામાં આવતાં તેને લેશ પણ ખોટુ ન લાગ્યું હોય તેમ દેહાંતશાસન કરવાને કહ્યુ. પરતુ રાસેલાસે ક્ષમા કરાવી તેમને જન્મભર કેદમાં રાખવાનુ કબૂલ કરાવ્યું. પછી બાદશાહે તેનું નામ સુદ્ધાં લીધુ નહિ.

રાસેલાસે જીલિયાને પરણવાને માટે બાદશાહને વિનતિ કરી, તે તેણે માન્ય કરી, માગુ કરવાને માટે અમાલ્ફિસના કિલ્લામા માણસો મોકલ્યાં. દિનાર્બસે તેને બંધનમુકત કર્યો હતો, તેથી તેનો ઉપકાર માની તેને શાબાસી આપી જીલિયા તેની બ્હેન થતી હતી, તેથી હવે તેની

સાથે સંબંધ જોડવામાં કંઈ અપમાનકારક નથી, એમ બાદશાહને લાગ્યુ. કન્યાનુ માગું કરવા ગયેલા લોકો સાથે તેના સન્માનને માટે તેણે પુષ્કળ સ્ત્રીઓને પણ મોકલી. રાસેલાસ્, નિકાયા, અને દિનાર્બસ્ એઓએ અમાલ્ફ્રિસને પત્ર લખી જણાવ્યુ કે, જેઓએ તમારા પરોણા થઈને તમારા સમાગમના સુખનો અનુભવ કિલ્લામાં રહીને અનુભવ્યો હતો, તે રાજકુંવર અને રાજકન્યા હતાં પૂર્વે તેમણે પુષ્કળ દુ:ખ ભોગવ્યાં, પણ હવે તે દુ:ખના દહાડા જતા રહ્યા છે અને આનંદમા નિમગ્ન છે રાજ્યમાં જે ગરબડ થઈ હતી તેની ઇત્યંતભૂત હકીકત પત્રમાં વર્ણવી હતી, અને દૈવગતિના ફેરફાર વિષે રાસેલાસે પોતાના વિચાર જણાવ્યા હતા લશ્કરમાં મોટા અધિકારની જગા આપવા માટે સુલતાને અમાલ્ફ્રિસને દરબારમા બોલાવ્યો હતો.

રાસેલાસ્, અમાલ્ફ્રિસ અને જીલિયાના આવાગમનની રાહ ઉત્કંઠાથી જોતો હતો, પરતુ તુર્ક લોકોના અધિકારીઓએ પોતાના માણુસોને લૂટ કરવાની છૂટ આપવાથી શહેરમાં અને આસપાસના પ્રદેશમાં તેઓએ જે ધીગાન મચાવ્યુ હતુ, તે જોઈ તેને અતિશય દુ ખ થયું. દિનાર્બસને તેઓના ઉપર અધિકાર હતો, પરંતુ તેઓ પરદેશના લોકો હોવાથી માથે ચઢી બેઠા હતા. આપણે વ રિષ્ઠ રાજાના સૈન્યના માણસો છીએ અને આપણે દિનાર્બસને મદદ કરી છે, એમ તેઓ માનતા હતા; અને તેથી કરીને તેઓ દાબમાં રહેતા નહિ તે સૈન્યમાં કેટલાક નાના અધિકારીઓ હતા તેઓ મગરુર હતા અને ખર્ચમાટે પૈસા વધારે માગતા હતા. સિપાઈ દગાખોર અને લોભી હતા. તેઓ ભરરસ્તે છડેચોક લોકોના ઘરમા પેસતા અને લુટ કરી તોફાનીપણામા જોઇએ તે દુષ્ટ કૃત્ય કરતા. ધાક દેખાડીને વા મીઠું બોલીને તેમને રસ્તે લાવવા દિનાર્બસે પુષ્કળ પ્રયત્ન કર્યો, પરંતુ તેનું કંઈ વળ્યુ નહિ હબસી લોકોના બીકણુપણાથી તેઓનુ ચઢી વાગ્યું હતુ તેથી તેઓએ કંઈ સાભળ્યું નહિ. આ સિવાય વળી તેમની મદદે મિસર દેશના લોક આવવાના હતા. પોતાના લોકોનો જય થયો છે, એવી સુલતાનને ખબર ન હતી, તેમ પુષ્કળ સૈન્ય પાછું

જાય તો ભય બતાવી મરજીમાં આવે તેવુ તહ હબસી દેશની સાથે કરાશે, એમ સમજી તે વધારે માણસોને મોકલતો હશે.

દિનાર્બસ્—રાજકુંવર ! અવિચારે કરીને મેં સુલતાનને તમારા કામમાં પાડી, મે તમને અડચણમાં નાંખ્યા, એ મારા ધ્યાનમાં છે. તમારો સંશય ખરો હતો. તમારા દુ ખનું કારણ મારી ગફલતી છે. હવે તમને શી રીતે તેમાંથી મુક્ત કરવા, એ મને સૂઝ પડતી નથી; તે લોકોની ફરિયાદ માટે હુ સુલતાનની પાસે જાઉં છુ તો તે લોકો નિરંકુશ બની વધારે અનર્થ કરશે. પોતાના માણસોને પાછા બોલાવી લે, એવુ વિનતિ પત્ર મે તેને લખ્યુ છે. પરંતુ અત્યારની સ્થિતિ જોતા, તમારી મહત્તા ને પ્રતિકૂળ એવી કઈ બાબત માન્ય કર્યાવગર તે મારી વિનતિ માનશે, એમ મને લાગતુ નથી.

રાસેલાસ—દિનાબર્સ ! આપણે કોઈ પણ બાબત સારા ઉદ્દેશથી કરીએ છીએ. તેના ખરાબ પરિણામ બદલ પોતાનો દોષ કાઢવો, એ તો ભવિષ્ય જાણવાની શક્તિ જોઇએ તેના સમાન છે. આ શક્તિ માત્ર પરમેશ્વરના હાથમા છે. તમે જે કર્યું તે ખુલ્લુ હતુ અને વ્યાજબી હતુ. તુર્કી લોકો આમ દુષ્ટપણાથી લુચ્ચાઈ કરશે એમ માનવા તમને કારણ નહતુ સુલતાનની કઈ કસુર છે કે શુ, એ વિષયમા હજી ખાતરી થઈ નથી તેમ જો નહિ હોય તો તે પોતાના સૈન્યને પાછુ બોલાવશે. જો તે જિતેલા દેશની માફક અમારી સાથે વર્તવાને હઠ લેશે તો તેને અમારો હિતકર્તા ન સમજતા શત્રુ સમજી તેની સાથે તે પ્રમાણે વર્તવાનો અમને હક્ક છે. શત્રુપણાથી તેની સાથે વર્તવામાં લોકોને જેટલો ભય લાગે છે તેટલો નથી.

કયાંડિયાની લઢાઇની હકીકત તમે જ મને કહી છે તે પરથી સ્પષ્ટ જણાય છે કે જય પ્રાપ્ત થવાનુ મુખ્ય કારણ તેના રાજ્યનુ ધોરણ નથી. પણ શત્રુમાં ફાટફુટ અને મુખ્યત્વે કરીને તારુ અને બીજા અધિકારીઓનુ પરાક્રમ છે. વેનિસના લોકોને બીજા રાજાઓએ છોડી દીધા ન હોત તો તેના સર્વ પ્રયત્ન કદાચ ફોગટ ગયા હોત. રાજ્યદરબારની સર્વ

બાબત અસ્થિર હોય છે. બીજા રાજાના લાભ અને નુકસાન સાથે રાજ્યો ગુંથાયલાં હોય છે. માટે જે લોક તે પર વિશ્વાસ રાખીને ચાલે છે, તેને વેનિસના લોકોની માફક છોડી દે છે. કિવા અમને દેખાડે છે તેવો ધાક બતાવે છે. બીજા રાજાઓ આપણને ઉપયોગી થઈ પડે, તેને માટે ઉપાય એટલો જ છે કે તેમની મદદ વગર આપણે આપણી મોટાઈ જાળવી રાખવી જોઇએ. જૂઓની, તે જ સમુદ્રમાંના એક નાના સરખા બેટના લોકોએ માત્ર પોતાના શૌર્યથી જ, તુર્ક લોકોના મહાન્ ભયકર, વિપુલ અને હોશિયાર સેનાપતિના હાથ નીચેના સૈન્યનુ ઘણા દિવસ સૂધી કંઈ ચાલવા દીધુ નહિ.

મને લાગતુ નથી કે એકદમ ઉત્તમ વ્યસ્થિત સૈન્ય થોડા દિવસમા હુ તૈયાર કરી શકીશ. પરતુ એ પણ નક્કી વાત છે કે, મોટું સૈન્ય જો અવ્યવસ્થિત હોય તો તેનો ભય મને લેશ પણ લાગતો નથી. જો કદાચ લડાઈ કરવાનો પ્રસંગ આવ્યો તો મને એટલુ જ ખોટુ લાગે છે કે લોકો મને કૃતઘ્ન કહેશે; બાકી સુલતાનનો ભય તો મને મુદ્દલ જ નથી.

## પ્રકરણ ૩૫

### બાદશાહનું મૃત્યુ

મૈનાસના મરણ પછી બાદશાહ વધારે દિવસ જીવ્યો નહિ. ઘણા લોકો આયુષ્યના અત સૂધી નિષ્કાળજીપણાથી યથેચ્છ વર્તન કરે છે. મરણકાલ સમીપ આવતાં પોતાનુ શુ થશે, તેનો કેટલાકો વિચાર કરે છે. તે પ્રમાણે બાદશાહને પણ થયુ. મરણોત્તર પછી આપણુ સારુ થાય, એવી ઇચ્છા ઘણાને હોય છે. જીવતા કરેલા કર્મનો પશ્ચાત્તાપ મરતી વખતે ન થાય, એવો એક પણ મનુષ્ય મળવો દુર્લભ છે. વૃદ્ધાવસ્થાને લીધે બાદશાહનુ મન અશક્ત થયુ હતુ એમ નહતુ, પરંતુ યથેચ્છ વિષય ઉપભોગમા નિમગ્ન થવાથી તેની દુર્દશા થઈ હતી. અશક્તિને લીધે દુરાચરણ કરવાનુ સામર્થ્ય નષ્ટ થયું, એટલે તરત જ અનેક વિચારે તેના મનમા ઘર કર્યું રાસેલાસ્ અને નિકાયાને મૂકીને ચાલ્યા

જવાનો સમય આવ્યો ત્યારે તેઓ તેને અધિક પ્રિય થઈ પડ્યાં. તેણે તેમને કહ્યું. "છોકરાઓ ! તમારે કેમ વર્તવું, એનો હુ ઉપદેશ કરતો નથી, તમને બતાવવાને મારી પાસે સદાચરણનાં ઉદાહરણો નથી. હુ તમને નમ્રપણે એટલું જ કહું છુ કે, મેં જે જે ભૂલો કરી છે, તે તે તમે કરતા ના, અને બને તેટલો મારા અપરાધનો ઢાકપીછોડો કરજો. અતિ દુષ્ટ અને લોભી એવા જૂલમી રાજાની પ્રજાને થનારા સર્વ દુ ખ મારા આળસને લીધે મારી પ્રજાને થયા છે.

હવે મારી ખાતરી થઈ છે કે, આળસ એ સર્વ પાતકનું મૂળ છે જેને કંઈ ઉદ્યોગ હોતો નથી, તેના હાથે દુષ્કર્મ થયા વગર રહેનાર નહિ. વિશેષ કરીને આપણી સ્થિતિ વહાણપરના સુકાનીના જેવી છે. જો તે સુકાન તરફ દુર્લક્ષ કરે તો વહાણ આડે માર્ગે જઈ ખડક સાથે જેમ અથડાય, તેવી જ રીતે આપણે પણ રાજ્યસૂત્રને સાવધપણાથી ચલાવવુ જોઇએ, નહિ તો આખા રાજ્યમા ગડબડ ઉત્પન્ન થાય. મારે પોતાને હાથે અનેક ભૂલો થઈ છે, અને તે થવાના કારણો ન હતા એમ નથી દયાના ખરા સ્વરૂપથી હુ અજ્ઞાન હોવાથી લઢાઇને ધિક્કારતો. આથી કરીને સૈન્ય ઉત્તમ રાખવામા મે બેદરકારી કરી. મારા ઉપર સર્વની પ્રીતિ રહે, એટલા માટે ચાકરો સુદ્ધાની સાથે હું મિત્રભાવથી વર્ત્યો. તેઓ કેવા કૃતઘ્ન છે તે તેં જોયુ. હુ ઘણુ ભણેલો હતો અને અધિક શિખવાની મને ઇચ્છા પણ હતી. એ યોગે વિદ્યાકળા તરફ મારુ લક્ષ્ય રહેલુ. પરતુ રાજ્યવ્યવસ્થા ઉત્તમ રાખવી અથવા નીતિ વધારવી, એવી બાબતને ઉપયોગી વિદ્યા કળા તરફ લક્ષ ન દેતાં ચૈન-બાજીની વસ્તુ ઉત્પન્ન કરનારી કળા વા મોજમજાને વધારનારી વિદ્યા તરફ હુ વિશેષ વળ્યો. જો મારું મન દૃઢ હોત તો આ સર્વનો વિચાર કરવાને યત્ન કર્યો હોત; અને એથી કદાચ નુકસાનકારક બાબત કયીકયી છે, તે મને સમજાઇ હોત. પરંતુ મારી પાસે જે જે માણુસો આવતા, તે સર્વ આ બાબતનો મોહ મને વધારે લગાડતા. દુરાચરણી હતા, તેઓ મને દુરાચરણનો માર્ગ બતાવતા. સદાચરણી હતા, તેઓ મારી સૌમ્ય વૃત્તિ અને સુસ્વભાવની સ્તુતિ કરતા. મોટા વિજયી રાજાનાં પરાક્રમ

કરતાં આ ગુણ શ્રેષ્ઠ છે, એમ તેઓ કહેતા. લઢાઈ જો કે મનુષ્યત્વને લજ્જાસ્પદ કરનાર છે ખરી, તથાપિ દુષ્ટ મનોવિકારને સ્વાધીન મનુષ્યોમાં આપણે જ્યાં સૂધી રહીએ છીએ, ત્યાં સૂધી આપણી પ્રજાનુ રક્ષણ કરવાને આપણે તૈયાર રહેવુ જોઈએ.

બેટા! આ હું તને ઉપદેશ કરું છુ એમ નથી, માત્ર હુ તારી પાસે મારી ભૂલો છે તે કહુ છુ તુ ઉદ્યોગી અને પ્રમાણિક છે. એ ગુણ મારામાં નહતા. તને રાજ્યપદ પ્રાપ્ત થશે, તોપણ તારા સદ્ગુણ શિથિલ થશે નહિ. છતા પ્રજા, રાજા અને રાજપુત્રની સ્થિતિ કેવી ભિન્ન છે, તે ધ્યાનમાં રાખજે. તુ હવે સત્વર થોડા સમયમા મોટા રાજ્યનો સ્વતત્ર માલિક થઇશ. સર્વ મુખત્યારી તારા હાથમાં આવશે, તેથી તારે સંભાળીને વર્તવુ તારા ઉપર કોઇનો અધિકાર રહેશે નહિ ઘણી બાબતો તને ખરાબ માર્ગે પ્રેરશે. દારિદ્રય કરતા ઐશ્વર્ય વધારે ભયંકર તો એટલા માટે છે કે, તેનાથી આપણને જે ઇચ્છા થાય તે કરવામા કોઈ પણ જાતનો પ્રતિબધ નડતો નથી ઇદ્રિયોને વશ રાખવાની જરૂર જેવું તેથી જણાતુ નથી કોઇ પ્રકારની અડચણ દૂર કરવાને ઉદ્યોગ કરવાની ગરજ રહેતી નથી આથી કરીને સુખના ઉપભોગમા સમય વ્યતીત કરી, માણસ આળસુ અને સુસ્ત થાય છે. વળી એમ પણ બની આવે છે કે, વચ્ચે સકટો પણ ઉપસ્થિત થઈ આવે છે, માટે જ મનુષ્યનો સપૂર્ણ નાશ થતો નથી. સૌમ્ય ઉપાય, શાણપણ અને સદ્વર્તનના યોગે તારું ઐશ્વર્ય અને પ્રતિષ્ઠા ચિરકાળ સુરક્ષિત રહો."

બાદશાહે આ પ્રમાણે પોતાના પૂર્વના આચરણનો પશ્ચાત્તાપ કરી, પોતાના પુત્રને સકટમા ન પડવાને સાવધ કર્યો રાસેલાસે પણ પૂજ્ય બુદ્ધિથી તે ઉપદેશ સાંભળી લીધો થોડા સમય પછી બાદશાહનો પ્રાણ ગયો ત્યારે તે ખૂબ રડ્યો. તેના પૂર્વજોનો મકબરો હતો ત્યાં તેના પ્રેતને ભૂમિદાહ કરવામાં આવ્યો.

---

## પ્રકરણ ૩૬

## રાજ્યપદ પ્રાપ્ત થયા પછી રાસેલાસના વિચાર

બાદશાહના મૃત્યુ પછી હક્કથી પ્રાપ્ત થયલી ગાદી પર રાસેલાસ્ આવ્યો આથી સર્વને આનંદ થયો, પણ રાજ્યપદ પ્રાપ્ત થવાથી રાસેલાસ્‌ને પોતાને વિશેષ હર્ષ લાગ્યો નહિ રાજગૃહનાં માણસોનો મકબરો તેની આંખમાં રમી રહ્યો હતો. રાજ્યમાં ગડબડ મચવાથી થોડા જ સમયમાં તેના ત્રણ ભાઈ અને પ્રિય પિતા એક પછી એક મરણશરણ થયા હતા. તેના તીવ્ર શોકથી તેનુ મન અતિ ખિન્ન થયું હતુ. નિકાયા જે પાસે હતી, તેને તેણે કહ્યુ —

"મને રાજ્યપદ પર ચઢવાને આ પગથીઆં હતા. બહેન! એ ખરી વાત છે કે, એમના મરણનો દોષ આપણાપર નથી, પરતુ આ ભયકર બાબત જોઈ આપણે પણ સાવધ રહેવુ. આ શાત ઘરમાં રહેવા જવા પૂર્વે કેટલા વર્ષ, કેટલા મહિના, અને કેટલા દિવસ જશે, તે વાત માત્ર તે પરમ કૃપાળુ પરમેશ્વરને જ માલમ છે; પરતુ તેની દયાથી આપણને સ્વેચ્છાપૂર્વક વર્તવાનું સામર્થ્ય પ્રાપ્ત થયુ છે, તો પછી માત્ર જન્મ જ લીધો હતો એમ રહે, એના કરતાં આ જગતમા આપણું નામ વધારે રહે, એમ કરવાને આપણે પ્રયત્ન કરીએ.

"બીજા મનુષ્યોને હાથે જે ભૂલો થઈ છે, તે આપણે હાથે થઇ નથી; માટે આપણે ખાલી ગર્વ કરવો નહિ. પરમેશ્વરની કૃપાથી આપણે નિષ્પાપ રહ્યા, તેને માટે તેનો ઉપકાર માનવો જોઇએ. નિષ્પાપપણે રહેવું, એ જ સર્વ સુખમાં મહાન્ સુખ છે. આ સગેમરમરના રોજામાં જેનાં શરીરો દફનાવવામાં આવ્યાં છે, તેના જેવાં આપણે પણ જન્મત અજ્ઞાન હતાં. તેમની માફક મનોવિકારને સ્વાધીન થઈ આપણો પણ નાશ થયો હોત. આપણને તેમના કરતાં અધિક જ્ઞાન પ્રાપ્ત થયું છે, અને તેમને જે મિત્રો હતા તેના કરતા ઉત્તમ મિત્રો મળ્યા છે. વિપત્તિ એ મહાન્ ગુરુ છે, તેનુ શિક્ષણ આપણને મળ્યુ છે. જ્યારે આ સઘળુ આ પ્રમાણે છે ત્યારે જો આપણે તેમની માફક ભુલો કરીએ તો આપણને

એ મહા સજા થવી જોઈએ. નિકાયા ! આ સસારમાં તારે સ્વસ્થપણે કામ કરવાનુ છે અને તે સહેલુ છે. તેથી મારા જેટલી અડચણો તને આવવાની નથી. જેઓને મહત્વાકાંક્ષાને લીધે રાજ્યપદની ઇચ્છા થઈ હશે, તેઓને મારા મનની શી સ્થિતિ થઈ છે તે જો ખબર પડે તો રાજ્યભાર વહન કરવાની ફિકરથી અને તેને અગે કરવાનાં કામો મનમા આવતા જ તેમની છાતી ફાટી જાય

"નિકાયા ! આપણે હવે એ વિચારને છોડી દઈએ. મર્યા તે તો ગયા, પરંતુ જે જીવતા છે તેનુ હિત અને અહિત શુ, તે રાસેલાસ્ના રાજ્યમા થવાનું છે. જો મારે હાથે પ્રજાને ઉપદ્રવ થવાનો હોય તો, ઓ સર્વ શક્તિમાન્ પ્રભો ! દયાનિધિ ! મને આ સ્મશાનભૂમિના એક ખૂણામાં સ્થાન આપ, એટલે હુ લોકનિંદામાથી છૂટીશ નહિ, તો પણ મનોદુ ખમાંથી તો છૂટીશ."

આ પ્રમાણે બોલી ચિંતાક્રાંત થયેલો રાસેલાસ્ ત્યાંથી નીકળી રાજવાડા તરફ ગયો. રાજવાડાના દરવાજા આગળ ગયો ત્યા તો તેણે અમાલ્ફિસના કિલ્લામા મોકલેલો દૂત પાછો આવી પહોચ્યો હતો, તે તેને મળ્યો. "જીલિયા અને અમાલ્ફિસ આવ્યા કે ?" એમ તેણે તેને ઉતાવળમા પૂછ્યુ, અને તે શું કહે છે, તે સાભળવાને એકદમ ગાભરો બન્યો.

દૂત—મહારાજ ! રાજાધિરાજ ! કિલ્લાથી અમે એક મુકામ-પર થોડે છેટે હતા ત્યાં તમે આપેલા પત્રો જે મનુષ્યના હાથમા હતા, તે એકદમ ગૂમ થઈ ગયો અમે પુષ્કળ દિવસ તેની શોધ કરી, પણ તેનો કઇ પણ પત્તો લાગે નહિ એટલામા બાદશાહને દેવાજ્ઞા થયાના સમાચાર અમને મળ્યા. અમે પછી કિલ્લામાં જઈ પહોંચ્યા ત્યાં અમારુ જવાનું કારણ દર્શાવી પત્ર લૂટાઈ ગયા તે પણ અમે જણાવ્યુ તમને રાજ્યપદ મળવા માટે જે જે કારણો બન્યા હતાં, તે સર્વ અમે અમાલ્ફિસને જણાવ્યાં. અમારા કિલ્લામાં રહ્યો હતો, તે જ આ પરાક્રમી પુરુષ હોવો જોઇએ, એવો તેણે તર્ક પ્રથમથી જ કર્યો હતો. તેણે અમારી

સાથે આવવાનું કબુલ ન કરતાં આ પત્ર તેમણે અમને આપ્યો, એ જોઈ અમને ભારે આશ્ચર્ય લાગ્યું. તેમણે કહ્યું કે, બાદશાહને કહેજો કે, હું તમારી સાથે ઇમાનથી વર્તીશ, તેને માટે ખાતરી રાખજો. આપના ચરણને સ્પર્શ કરવાનો હુકમ આવતાં તેઓ અહી આવશે.

---

## પ્રકરણ ૩૭
## જીલિયાનો પત્ર

રાસેલાસે જેવું તે પરબિડિયુ હાથમાં લીધુ કે, તરત જ તેને જણાયુ કે, જીલિયાએ લખેલો આ પત્ર છે. આથી તે એકદમ ફોડી તે વાંચવા લાગ્યો. તેમાં લખેલી મતલબ નીચે પ્રમાણે હતી–

"હમેશા નિષ્કપટપણાથી અને સચ્ચાઇથી વર્તવાનો મારો રિવાજ હોવાથી અંત કરણને જેવુ લાગે છે. તેવુ જણાવુ છુ. એને માટે મહારાજ ક્ષમા કરશે. મહારાજ ! સુદૈવથી અને સ્વપરાક્રમથી મને લાગતુ હતુ, તેના કરતા પણ અધિક મહત્વની પદ્વીએ આપ પહોચ્યા છો, એમ મેં સાંભળ્યુ એ વખતે મારા અત કરણને કેટલો આનદ થયો હશે, એની કલ્પના આપ પોતે જ કરી લેશો મને લાગતુ હતુ કે, હું તમારા વિશ્વાસને પાત્ર છુ. તે પ્રમાણે તમે મારા પર વિશ્વાસ રાખ્યો હોત તો આટલો ત્રાસ સહન કરી કૃતઘ્નની માફક વર્તવા મારે વારો આવ્યો ન હત. ને સમયે આપ મનની પ્રવૃત્તિને એક બાજૂએ રાખી, દૂરદષ્ટિથી વર્તતા હતા; ત્યારથી તે આજ સૂધી આપના મનોગત વિચાર જણાવવાની તક આપને મળી નહિ, એટલા માટે ઉભયની સમજુતીને ખાતર કેટલીક બાબતનો ખુલાસો કરવો, એ આવશ્યક છે.

"આપનો મારાપર એ મોટો ઉપકાર છે કે, આપ મને આપના સુખની ભાગિયેણ કરવાનું અભિવચન આપો છો. કહેવાનું માત્ર એટલુ જ છે કે, આપે આપેલુ વચન પાળવુ જોઇએ. એટલા માટે આપને એમ કરવુ પડે છે કે, પ્રથમ આપના મનમા પ્રીતિ ઉત્પન્ન થઈ બોલ્યા હતા તેવીને તેવી કાયમ છે તેથી ? આના ઉત્તરથી આપનુ સત્વ જણાઈ આવશે; પરતુ આપના મનમાં શું છે, તેની મને

ખાતરી થતી નથી. આપની સચ્ચાઈ માટે મને મુદ્દલ સંશય નથી પરતુ શું મારે માટે આપના મનમાં વાસ્તવિક પ્રેમ વસે છે ?

"મહારાજ ! આપ ગુણવાન્ છો અને હબસી દેશના સિંહાસનપર આવ્યા છો, છતાં મને પહેલાં જણાતું હતું, તે પ્રમાણે આપનાં અંત કરણમા મારે માટે વાસ્તવિક પ્રેમ હતો તે હાલ ન હોય તો આ બાબતથી હુ મોહિત થનાર નથી. આપ પૂર્ણપણે વિચાર કરજો. આપને મારા પિતાના કિલ્લામાં રહેવાની જરૂર પડી હતી, તેથી તે સમયે આપ મારાપર મોહી પડ્યા હતા; પરતુ આપ અહીંથી ગયા બાદ મોટમોટાં મહત્વના કામમા પડ્યા છો, અને આમ છતાં હજી સૂધી આપને સર્વદા મારું સ્મરણ થાય છે ખરુ ? જ્યાંથી હબસી દેશનાં સપાટ મેદાન નજરે પડે છે, જ્યાથી નાઇલ નદી ઉત્પન્ન થાય છે તે દૂરના પર્વત જણાય છે. એવા આ સ્થાનમાના ઉચા તાડના ઝાડો નીચે આપણે ફરતા હતાં, તે સમયે આપ કહેતા હતા કે, 'આનંદ, સુખ અને સતોષ એ સર્વે આ કિલ્લામાં વસે છે આની બહાર સર્વ અરણ્ય વા ખળભળેલો સમુદ્ર છે.' એ પ્રમાણે આપના વિચાર હજી સૂધી કાયમ છે શું ? આવા વિચારથી આપણ બન્નેને તે સમયે ઘણું સુખ થતુ હતુ અને આપણું આ સુખ ફીટી તો નહિ જાય તેની ફિકર થતી હતી. મહારાજ ! તે ભ્રાંતિ તો ન હતી ને ? આપ જેને અરણ્ય કહેતા હતા, તેમા જીલિયાએ વાવેલાં નહિ એવાં ફુલઝાડ આપે જોયાં હતાં કે ? આપ જેને ખળભળેલો સમુદ્ર કહેતા હતા, તેમા જીલિયાના શ્રમ વગર થયેલાં ઉત્તમ બદરો આપને મળ્યાં તો નથી ને ? આપ દુ ખમાં હતા ત્યારે જીલિયાના વિશ્વાસ પૂર્ણ અત.કરણને આપનું દુ ખ જણાવવાનો વિચાર આપના મનમાં આવ્યો હતો કે ? ફક્ત તે વિશ્વાસપાત્ર છે, એટલુ પણ આપ માનતા હતા ખરા કે ?

"અંત કરણમાં ઉદ્ગાર આવવાથી આપ જો મને ગોન્દારના રાજમહેલમાં બોલવતા હશો તો આપની આજ્ઞા મને શિરસાવદ્ય છે. એમ જ જો હોય તો આપના સમાગમનું સુખ મને ગ્રાહ્ય છે. પરંતુ પ્રેમ ન હોય અને કેવળ આપનું પૂર્વે આપેલું વચન પૂરું કરવા મને

બોલાવતા હો તો હું નિરંતર એકાંતવાસમાં જ રહીશ. દૂરથી આપના ગુણની સ્તુતિ કરી, આપના કલ્યાણમાટે ઈશ્વરની પ્રાર્થના કરીશ. મહારાજ ! આપ સ્વતત્ર છો. કોઈ પણ પ્રકારનો આપનો ઉત્તર આવશે તે ખરો છે એમ માની કૃતજ્ઞતાથી હું તેનો સ્વીકાર કરીશ."

આ પત્ર વાંચી રાસેલાસ્‌ના મનની જે સ્થિતિ થઈ, તેનું વર્ણન કરવુ ઘણુ કઠણુ છે. જીલિયા વિષે તેનું મન કદાચ બદલાયુ હોત તોપણુ આ કાગળથી તેનું મન દ્રવ્યું હોત. પરંતુ તેના સદ્‌ગુણને લઈને તેને માટે જે પ્રેમ તેના મનમાં ઉત્પન્ન થયો હતો, તે તલમાત્ર પણુ કમી થાય તેવો ન હતો. તેના ઉપર તેનો અતિશય પ્રેમ અને પૂર્ણુ વિશ્વાસ હતો. પત્ર વાચીને તેનું અત.કરણુ ગળગળુ થઈ ગયુ. તેની લખવાની નમ્રતાના તેણે ઘણા વખાણ કર્યા. "આપનું જલદી આવાગમન મારા સુખને માટે અતિ આવશ્યક છે એમાં લેશ પણુ સદેહ નથી" એમ અમાલ્ફ્રિસ અને જીલિયાને તરત જ પત્ર લખી તે ખેપિયાને આપી પાછો મોકલ્યો. પૂર્વે લખેલા પત્રો કોઈ વિશ્વાસઘાતકી તુર્કે લીધા હશે, એમ તેને જણાવાથી આ સમયે તેણે દૂતની સાથે સારા સિપાઈઓનો પહેરો મોકલ્યો. તુર્ક લોકોએ જે ત્રાસ આપ્યો હતો, તે ઘણા દિવસથી તેના મનમા રમતો હતો. માટે પ્રથમ તેણે આ લુચ્ચા મિત્રોના હાથમાંથી છૂટવાને પાકો નિશ્ચય કર્યો.

## પ્રકરણ ૩૮

## અમાલ્ફ્રિસ સેનાપતિત્વ સ્વીકારે છે.

રાસેલાસે સુલતાનના દરબારમાં વકીલ મોકલ્યો. તેની સાથે જે ખલિતો મોકલ્યો હતો, તેમાં લખ્યું હતું કે "અમને મદદ કરવાને વાસ્તે તમે જે સૈન્ય મોકલ્યું તેને માટે અમે તમારો ઉપકાર માનીએ છીએ. એવો સ્નેહ હમેશ રાખશો એવી વિનતિ છે. જણાવવાનુ એટલું છે કે, દિનાર્બસે બંદોબસ્ત રાખવાને પ્રાણુતોડ યત્ન કર્યો; પરંતુ તમારા સૈન્ય-માંના અધિકારી અને તેમના હાથ નીચેનાં માણસો લુચ્ચાઈથી

મરજીમા આવે તેમ વર્તે છે, તે અમારાથી સહન થાય એમ નથી. તેઓ અહીથી ચાલી નહિ જાય ત્યાં સુધી અમારા રાજ્યમાં બંદોબસ્ત થવાનો સંભવ નથી. લઢાઇને માટે તમને જે ખર્ચ થયો હશે, તે ભરી દેવામા આવશે ”

સુલતાન તરફથી કઈ પણ જવાબ આવે ત્યાર પહેલા સૈન્યને તૈયાર કરવાને તે એકસરખો શ્રમ કરવા લાગ્યો. થોડા દિવસ સુધી અરાજકતા ચાલેલી, તેને લીધે દેશમા ઘોટાળો થઇ રહ્યો હતો. આથી તેને પુષ્કળ અડચણ પડી. તે પૂર્વે સૈન્યમા હતો અને હુકમ આપતા જે પ્રમાણે સર્વ વર્તતા હતા, તે પ્રમાણે હમણા કોઈ વતતુ નહિ છતા સૈન્યમાના માણુસોની તેના પર જે પ્રીતિ હતી, તે છેક નાશ થઈ ન હતી. આથી હાથમાં સત્તા હોય ત્યારે યત્ન કરવાથી કઈ બાબત એવી છે કે, જે સિદ્ધ ન થઈ શકે? તેના દૃઢ નિશ્ચયનું પરિણામ તેને ઝટ જણાવા લાગ્યુ. રાસેલાસનુ સૈન્ય સુધરતુ જતુ જોઈ તુર્ક લોકોને ભય થવા માંડ્યો. તેઓ નરમ બની ગયા અને લુટફાટ ઓછી કરી દીધી તોપણ તેઓ ક્યારે જાય તેની રાસેલાસને ચિતા થતી હતી. આ લોકોનું અવ્યવસ્થિત વર્તન જોઈ તેને ફિકર થવા લાગી કે, વખતે મારા સૈન્યમાંના માણુસો દેખાદેખી તેમ કરે તેને બીક લાગી કે, રખેને આ લોકોનો ઠાઠમાઠ અને ચેનબાજી જોઈ મારા પિતાના રાજ્યમા સૈન્યમાંના લોક જેવા ચૈની અને ઠાઠમાઠવાળા હતા, તેવા તેઓ ફરીથી થાય.

આ પ્રમાણે વસ્તુસ્થિતિ હતી, તેવામા અમાલ્ફિસ અને જીલિયા આવી પહોંચ્યાં. આથી તેને ઘણો આનદ થયો રાસેલાસ્ના મનવિષે તેની ખાતરી થવા પછી તેના બાપની સાથે ગોન્દાર આવવાને તેણે ઝાઝી હા ના કરી નહી. બાદશાહ સુખી તો આપણે સુખી, એમ રાસેલાસ્ની પ્રજાને લાગતુ હતું. તેથી તે લોકોએ અમાલ્ફિસ અને જીલિયાની અતિ પ્રજા અને આનદથી આગતાસ્વાગતા કરી. મર્હુમ બાદશાહના મરણુને પૂરા દિવસ થયા બાદ તેમના લગ્નસમારભ કરવાનું નક્કી થયુ અને તેને માટે દિવસ પણ મુકરર થયો. દિનાર્બસ અને નિકાયાને સ્વાભાવિક રીતે

સર્વથી વિશેષ આનંદ થતો હતો. પોતાના મિત્ર અને હિતકર્તાને પોતાની બહેન આપી સંતોષ પમાડવા તેમનું લગ્ન પણ તે જ દિવસે રાસેલાસે નક્કી કર્યું.

"મારા મનમા એમ છે કે, લશ્કરી ખાતાની સર્વ યોજના તમે કહો તે પ્રમાણે કરવી" એટલુ કરીને રાસેલાસે અમાલ્ફિસને મુખ્ય સેનાપતિ નિમ્યો. તે સમયે અમાલ્ફિસે કહ્યુ કે —

"મહારાજ! આપે મારુ સન્માન કરી મને મહાન્ પદવી આપી. જે કામ કરવાનુ ફરમાવો છો, તે હું આનંદથી સ્વીકારું છુ. મને આશા છે કે, આપનુ કામ ઉત્તમ રીતે કરી આપે જે સન્માન મારુ કર્યું છે, તેને હુ અયોગ્ય નથી, એમ દર્શાવી આપવા યત્ન કરીશ. છતા હુ જે આપને જણાવુ છુ, તે વિચાર કર્યા વગર ધ્યાનમા લેતા નહિ. વિચાર કર્યા પછી આપને યોગ્ય લાગે તેમ કરજો. વળી એ જ પ્રમાણે તમને ખબર ન હોય એવા બીજા મારા જેવા અનુભવી માણસો હશે, તેમની આ બાબતમા સલાહ લેજો. આપને લાગે છે તે સારું છે એવુ નહિ કહેનારો મનુષ્ય કોણ છે? મારી તરુણાવસ્થામાં હું ઘણા લોકોને ઓળખતો હતો એ ખરી વાત છે, પરતુ વૃદ્ધાવસ્થામાં એક જ ઠેકાણે પડી રહેવાને લીધે સારાનરસા માણસોને જાણવા જેટલી મને ખબર રહી નથી. મારી પાસેના માણસોની મને ખબર છે, તેથી મોટા અધિકારની જગાને માટે તેઓ યોગ્ય છે એમ મને લાગે છે. હુ બીજા હોદ્દા પર મનુષ્યને નિમવા માડીશ, એટલે મારી હાથ નીચેનાં માણસોને તે જગા આપીશ એમ થશે એમ થશે એટલે કેટલાક ખરેખર હોંશિયાર હશે અને જેની મને ખબર નથી, તેઓની બાબતમાં અન્યાય જેવુ થશે એટલું જ નહિ, પણ આપના કામમા પણ નુકસાન થશે. અમુક માણસ કેવો છે તેની સારી માહિતી દેશમાના મનુષ્યોને હોય છે; માટે આ વિષયમાં લોકમત તરફ લક્ષ રાખી હોદ્દાપર માણસોની નિમણુક કરવાનુ કામ રાજાએ પોતે કરવુ એ જ યોગ્ય છે."

---

# પ્રકરણ ૩૯

## દેશને માટે કાયદા ઘડવા રાસેલાસનો વિચાર

સુલતાને રાસેલાસ્ના દરબારમાં એલચી મોકલ્યો. "આપને ગાદી મળી તેથી અમને આનંદ થયો છે" એમ જણાવી સૈન્યને પાછું બોલાવી લેવાને તેણે કબૂલ કર્યું. આ સાથે એમ પણ જણાવ્યું જે, તમારા અને અમારા વચ્ચે એક પ્રકારનું તહ હોવુ જોઇએ. આ તહમાંની કેટલીક કલમો હબસી રાજ્યને નુકશાનકારક અને અપમાનકારક હતી એમાની એક સરત એ હતી કે, રાતા સમુદ્રમાનુ એક બંદર તુર્કોને આપવુ આ બંદરપર ઘણા દિવસથી તુર્ક લોકોની દાઢ હતી. આ બંદર હબસી દેશના વેપારનું મુખ્ય સ્થાન હતુ અને તેના સરક્ષણને માટે ઉપયોગી હતુ. પુષ્કળ પૈસા આપી માજી બાદશાહ પાસેથી તે વેચાતુ લેવાને તેઓ તૈયાર હતા; અને પ્રધાનોની લુચ્ચાઇને લીધે બાદશાહ આપવાને તૈયાર પણ થયો હતો; પરતુ એટલામા છોકરાઓએ બડ ઉઠાવ્યું અને તે વાત એમની એમ પડી રહી. આ સધિ જોઇને સુલ્તાને તે જ વાતની ફરીથી માગણી કરી

રાસેલાસે સુલતાનના વકીલની સારી આગતાસ્વાગતા કરી અને ધૈર્યથી આનો જવાબ કહી સભળાવ્યો. તેણે કહ્યુ કે "મને લાગતું નથી કે આ માગણી કરવા સુલતાનનો મારા પર ઉપકાર થયો છે. જો બરોબરીના નાતાથી તહ ન કરવુ હોય તો અમે કોઈ પણ તરેહનું તહ કરવા રાજી નથી. આ બાબત કબૂલ કરવામાં માજી બાદશાહનો શો ઉદ્દેશ હશે, તે મને માલમ નથી. જેની મદદ મેં સાક્ષાત્ રીતે કે પરપરાથી માંગી ન હતી, એવા મનુષ્યને ખંડણી આપવી એ હુ અપમાનકારક અને રાજ્યને નુકસાનકારક માનુ છુ. આવી ખોટા પ્રકારની માંગણીથી સુલતાનનો ઉદ્દેશ કંઈ બીજો જ હોય એમ ભાસે છે. આથી કરીને તેમનો કઈ પણ તરેહનો ઉપકાર અમારા પર હોય તો તે માનવા જેવું હવે રહ્યું નથી."

પોતાનું ફરમાન ન માને તો લઢાઈ કરવા તૈયાર થાઓ, એવું કહેવાને એલચીને સુલતાનનો હુકમ હતો, પરતુ દિનાર્બસને પોતાને એમ

જણાયુ કે, આ કલહનું કારણ કંઇક અશે હુ પોતે પણ છુ. સુલતાનનું આ પ્રસંગપરનું વર્તન ગમે તે પ્રકારનુ હો, પરંતુ મેં તો વિશ્વાસથી તેનુ કામ પતકર્યું છે. એટલા માટે મારે મારા હિતકર્ત્તા સુલતાન પાસે જઈ, એ વાત કરી છેવટનો યત્ન કરી જોવો જોઇએ. એટલા માટે એલચીની સાથે જવાને સારુ રાસેલાસ્ પાસેથી તેણે પરવાનગી માગી. તે મહાપરાણે રાસેલાસે આપી

એલચીના ગયા બાદ તરત જ અમાલ્ફિસની મદદથી લડાઇ કરવાની કડાકડ તેણે તૈયારી ચલાવી. એ જોઈ તુર્ક લોકોને ભય ઉત્પન્ન થવા લાગ્યો. આપણા પર એ હૂમલો કરશે કે શુ, એ ભયથી તેઓ ગભરાઈ ગયા, અને બંડ કરતા હતા તે અટકયા.

રાસેલાસે મુલકી, દિવાની અને ફોજદારી ખાતાં તરફ દુર્લક્ષ કર્યું નહિ. ન્યાયસભામા સુદ્ધા અન્યાય થતો હતો એમ તેને જણાઈ આવ્યું. જો ખટલો બહુ દિવસ સૂધી તહકુબ રહે તો ન્યાયાધીશનુ મન પણ બદલાઈ જાય છે કારણ કે ઘણા ન્યાયાધીશોમાઃ વિદ્વત્તા કરતા મર્મજ્ઞતા ઓછી હોય છે કેટલાક તો એવા પણ હોય છે કે, ખરાખોટાની પારખ સુદ્ધા પણ તેમને આવડતી નથી તેઓ પોતે વિચાર કરવાનો શ્રમ પણ લેતા નથી જેમ આંધળા એકમેકની પાછળ ચાલે, તેમ એ લોકો પણ રૂઢી પરંપરાએ ચાલે છે. આવા અન્યાય ઓછા કરવાને માટે રાસેલાસે એમ દર્શાવ્યું કે, જો આરોપી નિર્દોષી ઠરવાનો સભવ જણાતો હોય તો તેને તરત જ ક્ષમા આપવી. ગુન્હો કર્યા પછી શિક્ષા કરવા કરતાં જેને યોગે ગુન્હા જ ઓછા થાય, અને ન્યાયાધીશ અને આરોપીને જે કાયદા એક સરખી રીતે લાગુ પડે, એવા કાયદા વિદ્વાન્ અને પ્રામાણિક લોકની મદદથી ઝટપટ તૈયાર કરવાને શ્રમ કરવા લાગ્યો. આ કાયદા કરવાનુ કામ કઠિન અને જરૂરનું છે ખરું, પરંતુ તેમાં પુષ્કળ બાબતો એકમેકની સાથ જોડાયલી હોય છે. આથી તેને આ કેમ થશે? એ કેમ થશે, એવો પ્રથમ ભય લાગ્યો ખરો; પરંતુ લક્ષપૂર્વક બારિક વિચાર કર્યા પછી તેને જણાયું જે, આ કામ પૂર્વે જેવુ લાગતુ હતુ તેવુ ઘોટાળાભર્યું અને વિકટ નથી. ગુણ અને અવગુણ, ખરું અને ખોટુ એ વચ્ચેનો ભેદ સમજવાને

વાસ્તવિક વિચાર કરીએ તો તેનું સ્વરૂપ સમજાયા વગર રહેતું નથી. કેટલાક વિતડાવાદીઓએ ખરાખોટા વર્ગો કર્યા છે અથવા મનમા પક્ષપાત હોય તો તે વિષયમાં ભ્રાતિ જેવુ ભાસે છે. પણ જે મનુષ્યને ન્યાય અને સત્યને ઓળખવું છે, તે માણસને તેનું કંઈ સ્વરૂપ સમજાયા વગર રહેતુ નથી. રાસેલાસ્ આવા પ્રકારનો મનુષ્ય હતો. આથી ફોજદારી કાયદા ઘડવામાં તેને ઝાઝી કડાકૂટ પડી નહિ તે ઘડી કાઢ્યા પછી અમલમાં મૂકવાને તેણે વિશેષ વિલબ કર્યો નહિ. એકદર રીતે તે સૌમ્ય હતો, પરંતુ એકવાર તેના સપાટામા આવ્યા પછી છૂટવુ મુસ્કેલ હતુ તરત જ આનું પરિણામ તેને જણાઈ આવ્યુ. રાજ્યમા ગુન્હા ઘણા ઓછા થવા લાગ્યા. એ જોઈ તેને આનંદ થયો. પોતપોતાની માલમત્તા ટંટાબખેડા સિવાય સુરક્ષિતપણે ઉપભોગ કરી શકાય એવા દિવાની કાયદા ઘડવાના કામમાં તેને ભારે અડચણ પડી. આ કામમાં જબરો ઘોટાળો હોય છે અને પૂરાવા જોઈએ તેવા મળતા નથી. પરંતુ હબસી દેશના લોક ઝાઝા ટટાખોર ન હતા એ ઠીક હતુ અસ્સલ જગલી દેશ કરતા જે દેશ સારી રીતે સુધારેલો હોય છે પણ પાછળથી ખરાબ સ્થિતિમાં આવી પડે છે તેમા વધારે ટંટાબખેડા થાય છે. રાસેલાસે ખત, પત્રો અને કાયદા કાનુનની ભાષા સરળ અને સાદી રાખવાને માટે વિશેષ કાળજી રાખી હતી; એટલુ જ નહિ પણ નાહક વાદ ન વધતા તે બધ થઈ જાય, તેને માટે પ્રયત્ન કર્યો હતો. સ્વાર્થને લીધે ન્યાયના કામમાં ઘણીવાર અન્યાય થઈ જાય છે એવી તેની ખાતરી હતી. આથી ન્યાયાધીશ લાચ ન લઈ શકે, તેને માટે તેણે તજવીજ કરી હતી. કાયદાનુ જ્ઞાન સાધારણ માણસોની સમજમા આવવુ કઠણુ હોય છે, તેથી ન્યાય ખાતાના હલકા કામદારો સ્વાર્થલોભને લીધે અજ્ઞાની લોકોના મનમા નાના પ્રકારના કુતર્ક ઉત્પન્ન કરે છે, એવુ તેણે બીજા દેશમાં જોયું હતુ. આથી કરીને પોતાના દેશમાં પણ તેમ ન થાય તેટલા માટે તેણે કાયદાની ભાષા ઘણી સુગમ રાખી હતી કે વકિલની ગરજ ન રાખતાં પ્રત્યેક માણુસ પોતાના કામમાં પોતે જાતે જ બોલી શકે એમ કર્યું હતુ.

---

# પ્રકરણ ૪૦

## રાજદરબારનો ધર્માધ્યક્ષ

જે સમયે નિકાયા અમાલ્ફિસ્‌ના કિલ્લામાં હતી, તે સમયે જે વિદ્વાન્ અને સુસ્વભાવ પુરુષની સાથે તે સભાષણ કરતી હતી, તે એલ્ફિનારને ભૂલી ગઈ નહિ. તેને રાજદરબારમાં તેડી મંગાવવા તેણે પોતાના ભાઈને વિનતિ કરી. "તે ધર્મનિષ્ઠ હોવાથી અમને ભક્તિમાર્ગ બતાવશે, અને દયાળુ હોવાથી અમને પરોપકાર કરતાં શિખવશે," એમ તેણે કહ્યું. "આપણો રજવાડો ધર્માધ્યક્ષોથી ભરેલો છે; પરતુ તેઓ માત્ર બહારથી જ ધર્માધ્યક્ષનો રોફ બતાવે છે, જ્યારે તેમનાં અદરના આચરણ દરબારમાંના આર્જવી ખુશ મશ્કરાના જેવા હોય છે. એટલુ જ નહિ, પણ રાજદરબારમાં જે નાના કારસ્થાનો અને મસલતો રચાય છે, એ સર્વનુ મૂળ પણ તેઓ હોય છે એ જોઈ મને ખેદ થાય છે. વળી કેટલાક એવા પણ છે કે, જે નીતિવચનોની લોકોના મનમા તેમને છાપ પાડવાની હોય છે, તે નીતિવચનોની વિરુદ્ધ ખુલ્લી રીતે આચરણ કરવાને શરમાતા નથી. તેઓનો ઠાઠમાઠ તો રાજાના કરતા પણ વિશેષ હોય છે. તેમના દુરાચરણ વિષે તો કંઈ કહેવાની વાત જ નથી. અમીર ઉમરાવના જેવા તેઓ મોજીલા હોય છે. ધર્મના કામમા આ સર્વ ઘણુ નુકસાનકારક છે. કારણ કે બોલી બતાવવામા તેઓ જેટલા દક્ષ હોય છે, તેટલા ઉદાહરણથી લોકોના મનમાં સદાચરણવિષે પ્રીતિ ઉત્પન્ન કરી બતાવવા અસમર્થ હોય છે. આમાંના કોઈ બુદ્ધિમાન્ અને દયાળુ પણ હોય છે, તે માત્ર બીજા કરતાં સારા છે. બીજા બહારથી જોવામા સખ્ત સદાચરણથી અને અતિ ધર્મનિષ્ઠાથી વર્તી, લોકોને સન્માર્ગનો ઉપદેશ કરે છે, પરતુ તેમના ચૈની બધુઓની માફક પોતાનો અધિકાર ચારે તરફ હોય તો ઠીક એમ ઇચ્છે છે. તે પ્રાપ્ત કરવાને માટે તેઓ નાના પ્રકારના ભયકર ગુપ્ત પ્રયત્ન કરે છે. માટે એમનાથી બીહીને ચાલવું જોઇએ. ખરેખર તેઓ બધા પોતાના કામને માટે નાલાયક છે. લોકોને ધર્મનિષ્ઠાનો માર્ગ બતાવે, અને ખોટા ચાલ પડી ગયા છે તેને

સુધારે એવો માણુસ આપણી પાસે હોવાની આવશ્યકતા છે. એવો મનુષ્ય એલ્ફિનાર છે. એવું મે વારંવાર તમને કહ્યું છે. અહીંની કુસંગતિને લીધે તેની કર્તવ્યનિષ્ઠા ઓછી થાય એમ નથી. તે જેવો મહાન્ જ્ઞાની છે, તેવો જ જગતના વિષયમાં અનુભવી છે."

રાસેલાસ્—"નિકાયા ! હુ જાણુ છુ કે, તારું અંત કરણ અતિશય નિર્મળ છે અને તારો હેત શુદ્ધ છે. ધર્મની બાબતમાં અનેક ઘોટાળો છે, અને એનાથી વધારે ધર્માધ્યક્ષોમાં અતિશય દુર્ગુણ છે એ હું કબૂલ કરું છું. પરંતુ ઈશ્વરકૃપાથી ધર્મના કામમાં હાથ નાંખવાની મને બુદ્ધિ ન થાય, એમ હુ ઇચ્છુ છુ. ધર્મઘેલાપણુ વા ધાર્મિક ઝનુન એ એક મોટો રાક્ષસ છે. તે સૂતેલો રહે એ જ ઠીક છે. તેને જાગૃત કરવો, એ મારા રાજકારભારમા મારે હાથે મોટી ચૂક થવા સમાન થશે. અધિકારના જોરથી આ કામમાં સુધારો કરવા લાગ્યો તો એમ થયા વગર રહેશે નહિ. ગમે તેવો હુકમ કરીશ તો પણ બાદશાહ ધર્મના કામમા હાથ નાંખે છે એમ લાગશે. કોઈ પણ ધર્મ સંબધી નિયમ કર્યો કે તેનાથી પુષ્કળ વાદ વિવાદ ઉત્પન્ન થવાનો. રાજ્યકારભારની બાબતમા કિંવા નીતિ સંબંધમા વાદવિવાદ થાય તો તેથી કંઈ ફાયદા થાય છે. તેનાથી લોકોને જોઇએ તેવી રીતે સ્વતંત્ર બોલવાનુ મળી આવે છે. એના યોગે દેશના લોકોને પુષ્કળ માહિતી મળે છે. ધર્મના વિષયમા વાદવિવાદ મોટા રાક્ષસ પ્રમાણે ભયંકર રૂપ ધારણ કરે છે અને તેનાથી પુષ્કળ અનર્થ થાય છે. મારા મનમાં તો એટલું જ કરવાનું છે કે, સર્વદા યથાશક્તિ ખરી ધર્મનિષ્ઠાથી વર્તી લોકોને ધર્માચરણનું ઉદાહરણ બતાવવું. આપણાથી થઈશકે તે એટલું જ છે. વળી એ જ પ્રમાણે ધર્મની બાબતમાં અજ્ઞાનને લીધે કેટલીક ખોટી ચીજો પ્રવેશ થવા પામી છે, તે બને તેટલી ઓછી કરવા પ્રયાસ કરવો; ખરો સદાચરણી હોય, તેને ધર્માધ્યક્ષની મોટી જગા આપવી, અને રાજકારભારમાં તેને માથુ મારવા દેવું જ નહિ; એ વિચાર મારા મનમાં છે. એલ્ફિનારની બાબતમાં તેં કહી, તે બધી વાત ખરી છે એમ મને લાગે છે. માટે એ જ્યાં છે ત્યાં જ એને ધર્માધ્યક્ષની જગા આપવી, એટલે તેના ઉદાહરણથી અને શિક્ષણથી તે પ્રાંતના

લોકોની ઉન્નતિ થશે. એના જેવા મનુષ્ય તરફથી એથી વધારે લાભ થાય એમ મને લાગતું નથી અને એનાથી વધારે લાભની હુ ઇચ્છા પણ કરતો નથી. બ્હેન ! તું વિચાર કરીશ તો તને પણ મારી માફક જણાશે. તારો મત પણ મને મળતો થશે."

ઉપલી વાતચિત પ્રમાણે નક્કી કર્યા પછી એલ્ફિનારને દરબારમાં બોલાવવામાં આવ્યો. તેને એવું જણાવવામાં આવ્યુ જે, "તમને ભારે અધિકારની જગા આપવાથી, તમે ઘણા લોકોનું કલ્યાણ કરી શકશો, એવી ખાતરી થવાથી તમને તેવી જગા આપવાનો બાદશાહનો ઉદ્દેશ છે." સરકારી હુકમની સાથે સાથે નિકાયાએ તેને એક પત્ર મોકલ્યો. તેમાં એવું લખ્યું હતુ કે, "જ્યારે હું કિલ્લામાં હતી ત્યારે તમે ઘણી વાર મારી પાસે આવી મારુ સાંત્વન કર્યુ છે, તે માટે તમારો મારા ઉપર મોટો ઉપકાર થયો છે. મારું દુ ખ તો તમે દીઠેલુ જ છે. હવે મારા સુખના સમયને જોશો એવી ઇચ્છા છે."

---

## પ્રકરણ ૪૧

## એલ્ફિનારનો વૃત્તાંત

એલ્ફિનારની તરફ જે માણસને કાગળ લઇને મોકલ્યો હતો, તે નિકાયાના પત્રનો ઉત્તર નીચે લખ્યા પ્રમાણે લઇને સત્વર પાછો આવ્યો.

"બાઈ સાહેબ ! બાદ આપના ભાઈ, બાદશાહના મનમાં મને જે મોટું માન આપવાનો વિચાર છે, તે વાત મારા ધ્યાનમાં નથી એમ નથી. વળી કોઈ સદ્‌ગુણી મનુષ્ય દુ:ખમાં હોય તો તેનું સાંત્વન કરવું, એ મારું કર્તવ્ય હતું; તથાપિ તેમ કરવા બદલ આપની મારા-પર જે કૃપા થઈ છે, તે મારા લક્ષમાં નથી એમ આપ સમજશો નહિ. આ નાના કિલ્લામાં હું રહું, તેના કરતાં બીજે મોટે ઠેકાણે જો હું હોઉં તો ઘણા માણસોનું ભલું કરવા યત્ન કરીશ, અને ઈશ્વરકૃપાથી

મારો યત્ન સફળ થશે; તથાપિ આ વાત હું નામજૂર કરું તો આપના કામની બાબતમાં બેદરકારી બતાવુ છુ, એમ મનમાં લાવતા ના. રાજકુવરીબા! હુ વાસ્તવિક કહું છું કે, આપ જે મોટી પદવી મને આપવા ધારો છો, તે હુ આળસથી સ્વીકારતો નથી, કિવા મારા મનમાં આપનો ઉપકાર વસતો નથી, એમ મનમાં લાવતા ના. કૃપા કરી મારો વૃત્તાંત વાચો એટલે થયું. તે વધારે લાંબો છે, વા એ વૃત્તાતની પુષ્કળ બિના બનાવટી છે એમ નથી. તમે અહીં હતાં, તે સમયે તે જણાવવું મને પ્રશસ્ત લાગ્યુ નહિ કારણ કે તે સમયે તમે દુખમા હતાં, અને દુખની વાતો વિશેષ કહી તમારા અત.કરણને અધિક ક્ષુબ્ધ કર્યા કરતા તમારું સાંત્વન કરવુ વધારે યોગ્ય હતુ.

" હુ મોટા કુળમા જન્મ્યો હતો, અને મારા પૂર્વજોના નિયમ પ્રમાણે હુ બાદશાહના સૈન્યમાં નોકર રહ્યો. ત્યા રણક્ષેત્રમાં પરાક્રમ કરી મે વિજય મેળવ્યો, પરંતુ મારા ઉપર એક ભારે અનર્થ ગુજર્યો, અને તેને જો કે ઘણો કાળ વીતી ગયો છે તો પણ મનમાંથી તે ભૂસાયો નથી. તે ન ગુજર્યો હોત તો મેં વળી બીજા પરાક્રમો કર્યાં હોત મારો પ્રેમ એક સ્ત્રી રત્નપર ચોંટ્યો હતો. તેની પ્રીતિ પણ મારા ઉપર હતી. અમારા ~~બંનેનો વિવાહ~~ થઈ મારો મનોરથ પૂર્ણ થવાનો હતો, એટલામાં એક ભયંકર બીના બની, અને તેના યોગે આમારો નિરંતરનો વિયોગ થયો. અમે દેવળમાં જઈ એકમેકના પ્રેમબંધનવિષે પ્રતિજ્ઞા કરતાં હતાં, એટલામાં એકાએક મારી પ્રિયતમાપર વિજળી પડી અને તે બળી રાખ થઈ ગઈ. આ ભયંકર બાબત વિષે અહિયાં વિસ્તારથી લખતો નથી; પરંતુ મારા અંત કરણની સ્થિતિ કેવી થઈ હશે, તેની કલ્પના તમે પોતે જ કરી લેજો. હુ નિરાશ થઈ વિરક્ત બની ગયો. ત્યારથી કોઈ દુ.ખી હોય તો તેની પાસે જઈ તેનુ સાંત્વન કરી સમાધાનથી રહેવા લાગ્યો. ધર્માધ્યક્ષનું કામ કરવાનુ સ્વીકારી, મેં મારું જીવન ઈશ્વરને અર્પણ કર્યું છે; તેથી આત્મહત્યા કરવાનો વિચાર મારા મનમાં આવતો હતો તે જતો રહ્યો.

"મે કરેલા યત્ન સફળ થવાથી મારાં સર્વ દુ ખ નાશ પામ્યાં. મારો શિષ્યસમૂહ મારા ઉપર પ્રીતિ રાખે છે. મારા ઉપદેશથી તેમની વિપત્તિ અને દુ:ખનુ ઉપશમન થાય છે. જેઓએ કેવળ પરમેશ્વરની સેવા કરવાની ઇચ્છાને લીધે ધર્માધ્યક્ષનું કામ સ્વીકાર્યું છે, તેઓને મોટો અધિકાર મળવો જોઇએ એ યોગ્ય છે. જે કાર્ય કરવાથી આટલા દિવસ સૂધી મારા દુ ખનું શમન થયુ છે, તે મૂકી દેવુ એ મોટું કૃતઘ્ન કામ કર્યા જેવુ થાય.

"હું તમને જેવો શાંત જણાઉછું તેવો સદા કાળ હતો એમ નથી. મારુ મન સ્વભાવત. ચચળ હતુ, અને મને હદ વગરની મહત્વાકાક્ષા હતી. આને લીધે મને એક વખત એમ પણ લાગતુ હતુ કે, મોટી કીર્તિને પ્રાપ્ત કરવી એટલે દુ ખ આપોઆપ વિસારે પડશે. ગોન્દારમાં મોટાં વ્યાખ્યાનો આપી વક્તૃત્વને લીધે મેં ભારે માન્યતા સપાદન કરવા પ્રયત્ન કર્યો અત્યારે તમે જે મહાન પદવી આપો છો, તે કદાચ મને તે સમયે મળી હોત, પરંતુ વિચાર કરવાથી મને જણાયુ કે ત્યા ઐશ્વર્યને લીધે આખોમાં ચમક મારે છે ખરી, પણ ખરુ સુખ એમાં નથી. ત્યાં કંઇ લાભ ન થતાં મારા ચિત્તની પ્રસન્નતા માત્ર ટળી જશે, એમ મને ભાસ્યુ. મને લાગ્યુ હતુ કે, હુ થોડા માણસોમાં હોઇશ તો મારા મનમાં બીજાને માટે સ્વાભાવિક લાગણી છે, તેને યોગે જેઓ મારી સહાય માગશે તેમના દુ:ખનું સાંત્વન કરીશ. પરંતુ જેનું અત કરણ દુ ખથી ટોંચાઈ ગયુ છે, તેનાથી ભારે અધિકારનાં કામ થાય નહિ. મનની કોમળતા નાશ પામી, તેની જગાએ મહત્વાકાક્ષા ઉત્પન્ન થશે નહિ.

"મને આ કિલ્લામા રહે પચાશ વર્ષ થઈ ગયાં છે. હવે હું વૃદ્ધાવસ્થાને લીધે અશક્ત થયોછુ, સર્વ શિષ્યો મને મારાં છોકરા જેવાં લાગે છે. તેમની સાથે મમતાથી વર્તવાનુ છોડી બીજી તરફ શી રીતે જવાય.' ઇશ્વર જો મારી પ્રાર્થના સાંભળતો હોય તો હું મનોભાવથી તેની પાસે એટલું જ યાચું છુ કે, બાદશાહ, નિકાયા, અને દિનાર્બસનું સર્વદા કલ્યાણ કરો. એ તરુણ શૂરવીરપર હમેશને માટે મારી મમતા છે. તેના અગમાં સદ્ગુણ વધતા જતા જોઈ મને સંતોષ થાય છે.

"કોઈ પણ દુઃખ જોયા વગર કીર્તિ સંપાદન કરી બાદશાહને મૃત્યુ પ્રાપ્ત થયું જાણી તેના ગુણનું ફળ તેને મળ્યું એમ હું માનતો હતો; પરંતુ તેના કરતાં તેને અધિક ફળ મળેલું જોઈ મને આનંદ થાય છે. તેણે પોતાના દેશનું રક્ષણ કરવાને યત્ન કરવો; તેમાં તેને યશ મળશે અને ઉત્તમ સ્ત્રી પ્રાપ્ત થશે એમ ઈશ્વરના મનમાં આવવું એવા દૈવવાન્ પુરુષ થોડા જ હોય છે પરમેશ્વરની કૃપાથી ઉભય ચિરકાળ સુધી સુખી રહો. તમારાપર ઈશ્વરની મોટી કૃપા છે, એ લક્ષમાં રાખજો; કારણ કે તેના યોગે મનોવિકારને સ્વાધીન ન થતા જ્ઞાન અને સદ્ગુણને અનુસરી વર્તવાનું સામર્થ્ય તમને પ્રાપ્ત થયું છે. જ્યાં સર્વ કાળ અભય છે એવા આનંદમય સ્થળમાં બન્નેને એક જ સમયે ગમન કરવાનું સર્વથી મોટું સુખ તમને પ્રાપ્ત થાય, એવી મારી ઇચ્છા છે. નિકાયા! તું આનંદમાં હો તે સમયે પણ આ વાત અવશ્ય ધ્યાનમાં રાખજે કે, સદાચરણ સિવાય ઇતર ઐહિક સુખ ક્ષણભંગુર છે. ઈશ્વર પ્રતિ લક્ષ રાખી તેનો દૃઢ આશ્રય લેવાથી ભક્તિ અને પરોપકારથી મળતાં મહત્સુખનો માર્ગ બતાવવાને તને બીજા ગુરુની આવશ્યકતા નથી."

---

## પ્રકરણ ૪૨

## વિદ્યાનો ઉપયોગ

રાસેલાસ હમેશાં રાજકારભારના કામમાં ગુંથાયલો રહેતો હતો; તેથી તેને પહેલાંની માફક ઈમ્લાક અને ખગોળવેત્તાની સાથે સભાષણથી પ્રાપ્ત થતુ સુખ પુન મેળવવાને ફુરસદ મળતી નહિ. એક દિવસે સધ્યાકાળના સમયે ઈમ્લાક, ખગોળવેત્તા, નિકાયા, જીલિયા, અને પેકયુઆ નદીના કિનારાપર આવેલા રજવાડાના ભાગમાં બેઠા હતા ત્યાં અમાલ્ફિસને લઈ રાસેલાસ્ આવી લાગ્યો.

રાસેલાસ્—મિત્રો! તમારો સમાગમ પ્રથમના કરતાં ઓછો પ્રિય થયો છે એમ સમજતા ના. વળી પહેલાંની માફક વિદ્યાપરત્વે અને

વ્યવહારની બાબતમાં તમે જે સભાષણ કરતા હતા, તેનું મનોહરત્વ મને હવે ઓછું લાગે છે એમ પણ નથી. જે સમયે હું રાજગાદી પર આવ્યો, તે સમયે રાજ્યમાં એવી બધી અવ્યવસ્થા હતી કે, મારે સર્વ ખાતાં તરફ લક્ષ આપી વ્યવસ્થા કરવી પડી. છતાં હવે થોડા દિવસમાં તમારા સમાગમનું સુખ અનુભવવાને મને ફુરસદ મળશે, એવી મને આશા છે. મારી પ્રજાજનનાં હિતનાં કાર્ય કરવામાં મને તમારી મદદની મોટી જરૂર પડશે. તમારી બુદ્ધિમત્તાથી મને સારો લાભ થવાનો સભવ છે. તમારી સાથે લાંબી મુદત સૂધી સહવાસ કરવાથી મારી ખાતરી થઈ છે કે, ગમે તેવા સત્કાર્ય કરવાના કામમાં તમે અતિ ઉલ્લાસથી પ્રવૃત થાઓછો. મારો એવો મત છે કે, દેશમાં વિદ્યાની વૃદ્ધિ થવી જોઇએ, એ વાતની તમને ખબર છે જ. હબસી દેશમાંનાં માણસો બુદ્ધિમદ કિવા નિરુદ્યોગી છે એમ નથી. માત્ર અત્યાર સૂધી તેમ અભ્યાસનો ઓઘ બીજી જ દિશા તરફ વળેલો છે. આ બાબતનું પ્રમાણ આપણા દેશનાં મોટાંમોટાં પુસ્તકાલયો છે, તેનો વિચાર કરવાથી જણાઈ આવશે. આ પુસ્તકોને માટે અમારા દેશના લોકોને ભારે અભિમાન છે. પરદેશના લોકો પણ આ બાબતમાં અમારી સ્પર્ધા કરે છે. પરતુ આ પુસ્તકોમાં શું છે? કેટલાંક પુસ્તકો અતિ પ્રાચીન સમયમાં લખાયલાં છે, એમ જાણીને રાખવામાં આવ્યાં છે, કેટલાંકમાં સાંકેતિક શબ્દોવડે ચમત્કારિક ગૂઢ ધર્મમાર્ગ લખેલો છે; કેટલાક ગ્રથોમાં ફક્ત જ્યોતિષનો વિષય છે; કેટલાકમાં દેશનો વૃત્તાંત લખીને જાળવેલો છે. પરતુ આમાંથી આપણને કંઈ શિક્ષણનો લાભ થવાનો નથી. કારણ કે તે દેશના લોક આપણા જેટલા સુધરેલા ન હતા. ઈમ્લાક! તમે મારી તરફ લક્ષપૂર્વક જોઈ રહ્યા છો, તેનુ કારણ હું સમજ્યો. કેવળ સૃષ્ટિસૌંદર્ય જોઈ પોતાની સાદી સીધી સમજ પ્રમાણે જે સુંદર અને મનોવેધક ગીતો ભ્રમણ કરનાર આરબ લોકોએ રચ્યાં છે, તેમની પણ બીજા પુસ્તકોની સાથે નિંદા કરું છું કે શું? એમ તમને લાગતું હશે. પરંતુ તમે પોતે જ કબૂલ કરશો કે, આનાથી લોકોને વિશેષ જ્ઞાનપ્રાપ્તિ થનાર નથી.

**ઇમ્લાક—કબૂલ છે કે એનાથી સાક્ષાત્ જ્ઞાનપ્રાપ્તિ થતી નથી, છતાં તેનાથી લોકોમાં અભિરુચિ ઉત્પન્ન થાય છે. અભિરુચિ ઉત્પન્ન થવી, એ વિદ્યાવૃદ્ધિને માટે નાનીસૂની બાબત નથી.**

**ખગોળવેત્તા—તમારા પુસ્તકાલયમાંના કેટલાક ગ્રંથોની બાબતમાં મારે અવશ્ય બોલવુ જોઇએ.** આ અસંખ્ય ગ્રથોપરથી એટલું તો સાબિત થાય છે કે ગ્રહોની ગતિ, નક્ષત્રોનાં રાશિચક્ર, આ બાબત પ્રાચીન કાળના લોકોને અવગત હતી. અર્વાચીન જ્યોતિષશાસ્ત્રને નવીન શોધ કહેવા કરતાં તે તેનુ જ પુનરુજ્જીવન છે એમ કહેવુ વધારે યોગ્ય છે. તે પુનરુજ્જીવન પણ અપૂરતુ છે. આ જૂના ગ્રંથોપરથી આકાશમાંની સર્વ ગ્રહમાળા વિષે પૂર્ણ માહિતી મળે નહિ, એમ લાગવાનો સભવ છે. તેમ જ જો હોય તો કેટલીક બાબતનો સૂક્ષ્મ વિચાર કરતાં જે સશય અમને ઉત્પન્ન થાય છે, તેનુ પ્રાચીન કાળના લોકોએ નિરાકરણ કર્યું હોવું જોઇએ. પરંતુ આપરથી પ્રાચીન કાળના લોકોનો ઉદ્યોગ અને તેમની શોધની બાબતમા આપણી ખાતરી થાય છે. વળી આપરથી આપણને એવી ઇચ્છા થાય છે કે, મૂળના ગ્રથો મળે તો તે વધારે સારુ આવી ઇચ્છાથી આ શાસ્ત્રના મૂલતત્ત્વોની શોધ કરવા આપણે યત્ન કરીએ છીએ સૃષ્ટિને નિરખી તેનુ લક્ષપૂર્વક અવલોકન કરવું, એ આ શાસ્ત્રનો પાયો છે એ ખરી વાત, છતાં અપૂર્વ શ્રમ અને કુશાગ્ર બુદ્ધિ સિવાય તેની પૂર્ણતાએ પહોંચે નહિ. આપરથી જે અત્યુત્તમ શાસ્ત્રો છે, તેમાનું એક જ્યોતિષ્ પણ છે, એમ સિદ્ધ થાય છે. તથાપિ જે રાજાને આરભથી જ સુધારો કરવાની ઇચ્છા છે, તેને પ્રથમ આ બાબતમાં જ લક્ષ આપવુ, એવુ મારું કહેવુ છે એમ સમજવુ નહિ. આ સિવાય બીજા ગણિતશાસ્ત્રના ભાગ છે, તે આના કરતાં પણ વધારે આવશ્યક છે. યંત્રશાસ્ત્ર, ઉદક ગતિશાસ્ત્ર વગેરે શાસ્ત્રો છે. આના યોગે યત્રરચના સુલભ બની, શ્રમ ઓછો થઈ કૃષિકામાં ફાયદો થશે. આવાં શાસ્ત્રો શિખવવાને અધ્યાપકોની યોજના કરવી જોઇએ. ગણિતશાસ્ત્રના અભ્યાસ શિવાય બીજી કોઈ પણ રીતે આ શાસ્ત્રનો અભ્યાસ ફલપ્રદ થવાનો નથી.

રાસેલાસ્—આપણા રાજ્યમાં શાસ્ત્રનો અભ્યાસ વધારવા હું સદૈવ તત્પર રહીશ. કદાચિત્ આપે સંકોચને લીધે આપના પ્રિય વિષયની વિશેષ સ્તુતિ કરી નથી, છતાં તે તરફ હું કદીપણ દુર્લક્ષ કરનાર નથી. ઈમ્લાક! વિદ્યાની બાબતમાં મારી કેટલી પૂજ્ય બુદ્ધિ છે, તે તમને પ્રથમથી જ ખબર છે. ઇતિહાસના વાંચનથી જેવું શિક્ષણ પ્રાપ્ત થાય છે, તેવું બીજા પ્રકારના વાંચનથી થતું નથી. પરંતુ સાધારણ લોકોએ આનો કંઇક અભ્યાસ કરવો, એમ આપણને લાગે છે ખરું? ઘણા મનુષ્યો જન્મપર્યંત જ્યા ત્યાં એક જ સ્થાને રહે છે. એવા મનુષ્યોએ જો સ્વદેશની સેવા કરવી હોય તો તેઓએ પોતાના સ્વદેશનો ઇતિહાસ વાંચવો, એ બસ્સ નથી શું?

---

## પ્રકરણ ૪૩

## વિદ્યાનો ઉપયોગ (ચાલુ)

ઈમ્લાક્—મારો મત તમારા કરતાં કેવળ જૂદા પ્રકારનો છે. ઘણી વખત એવું અનુભવવામાં આવ્યું છે કે, જે માણસ એક જ દેશનો ઇતિહાસ વાંચે છે તેને એમ લાગે છે કે મારો દેશ સર્વથી શ્રેષ્ઠ છે. તેથી તેમાં કંઈ સુધારો કરવા જેવુ છે, એમ તેને જરાય લાગતું નથી. આને લીધે તેની કલ્પનાવૃત્તિ સંકુચિત થઈ જાય છે, અને સાર્વ-જનિક ઉપાયેગનાં મોટાંમોટાં કામો યોજી પૂર્ણ કરવાનું તેનાથી બની શકતુ નથી. સસારમાં અનેક પ્રકારની ભિન્ન ભિન્ન સ્થિતિમાં આપણે કેમ વર્તવું, એ અનેક પ્રકારનાં ઉદાહરણો જોયા સિવાય આપણને સમ-જાતું નથી. આ બધું એક દેશના ઇતિહાસમાં શી રીતે મળી આવે? ઇતિહાસ વાંચવાથી આપણને કઈ બાબતો લાગુ પડે છે, એ આપણા સમજવામાં ન આવે તો આપણામાં વિચારશક્તિનો અભાવ છે એમ માનવું જોઇએ. એ ખરી વાત છે કે, આપણે કોન્સ્ટાંટિનોપલમાંના રોમન લોક નથી, કિંવા વેહેનિસમાંના હબસી લોક નથી; તથાપિ જેવી રીતે સૂર્યનાં કિરણ આપણી તરપ્ હોવાને બદલે ચંદ્ર તરફ હોવાથી તેના

દ્વારા આપણને તેના પ્રકાશનો લાભ મળે છે, તેવી રીતે તેમની સ્થિતિ જો કે આપણાથી કેવળ ઉલટી હોય, છતાં તેનાથી આપણને શિક્ષણપ્રાપ્ત થાય છે અને લાભ થાય છે. એટલામાટે મારો મત એવો છે કે, સામાન્ય ઇતિહાસનું જ્ઞાન સર્વને ઉપયોગી છે, અને એ જ કારણને લીધે જૂદીજૂદી ભાષાનું સારું જ્ઞાન ધરાવવું આવશ્યક છે. તે ન હોય તો ભાષાંતરરૂપી નકલ પરથી ઇતિહાસને જોવાની જરૂર પડે છે, કિંવા આપણા દેશના ઇતિહાસકારોએ લખ્યું હોય તેના પર વિશ્વાસ રાખવો પડે છે; એ તેના કરતાં પણ ખરાબ છે. હબસી લોકોમાં ઇતિહાસના ગ્રંથો ઘણા થોડા છે; અને બહુ હોય તોપણ તે પક્ષપાત અને ખોટી માહિતીથી ભરપૂર છે. કારણ કે બીજી ભાષામાં પણ આપણને એવા ગ્રંથો મળી આવે છે. ખરુ શું? તે જાણવાને માટે ઇતિહાસના ગ્રથો વાંચી તેની તુલના કરી લેવી જોઇએ. એ સિવાય બીજો માર્ગ નથી. ગ્રંથમાં વર્ણવેલા લોકોનો સ્વભાવ જાણવો જોઇએ, એ ગ્રંથ કોણે લખ્યો છે, તે વાત લક્ષમાં રાખવી જોઈએ. તેનો મત અને સમજશક્તિ કેવી હતી, તે લક્ષમાં રાખવુ જોઈએ. ગ્રથની ભાષા સાદર્ય વિષે ભૂલથાપ ખાવી એ કામનું નથી. વળી એ વાત પણ મનમા આણવીજોઇએ કે, તેમ આપણા જેવી બાબતો છે કે નહિ ? અને તેમના હિતની માફક આપણું હિત થઈ શકે કે નહિ; આ બાબતો ધ્યાનમાં રાખ્યા સિવાય ઇતિહાસનું ખરુ જ્ઞાન થવું શકય નથી.

કવિતાને યોગે મનુષ્યને અંત.કરણનુ જ્ઞાન થાય છે, કલ્પના શક્તિ વધ છે તેનાથી આનદ થાય છે એટલુ જ નહિ પણ તેનાવડે નીતિ-શિક્ષણ સુદ્ધાં પ્રાપ્ત થઈ શકે છે. સર્વમા એ આવશ્યક છે. સર્વ વિદ્યાનું રૂપ પણ એ જ છે. આ સિવાયની વિદ્યા વ્યર્થ છે.

રાસેલાસ્—તમે કહ્યુ તે પ્રમાણે વિદ્યાનો ઉપયોગ છે, એમ આ વિષયમાં મારી ખાતરી થઈ. લોકોના રીતરિવાજ સુધરી તેમની સમજણ ઉત્તમ પ્રકારની થાય, તેને કાજે તેની આવશ્યકતા છે. હું હમેશાં લક્ષમાં રાખીશ કે વિદ્વાન્ લોકોને ઉત્તેજન આપવું, એ મારું કર્તવ્ય છે.

એમાં પણ જેઓ પોતાના બુદ્ધિસામર્થ્યને લઇને અને વ્યાસંગના યોગે દેશ બાંધવાનું જ્ઞાન સતેજ કરી, તેમને સુધારી કીર્તિ સંપાદન કરશે, તેમની સંભાળ હું બીજા કરતાં વધારે કરીશ.

રાસેલાસનું આવા પ્રકારનું બોલવું સાંભળી અમાલ્ફિસને કિંચિત્ હસવું આવ્યું. આ જોઇને ઈમ્લાક બોલ્યો –''અમાલ્ફિસ્‌ના હસવાનો ખરો અર્થ જો મનેએ સમજાયો હોય તો મને લાગે છે કે, વિદ્વાન્ લોક દેશની વિદ્યાવૃદ્ધિ કરે છે, એવો એમનો મત નથી.

અમાલ્ફિસ્––ઈમ્લાક્ ! તમારો તર્ક ખરો છે. વિદ્વાન્ લોકો પોતાનાં આચરણ ઉત્તમ રાખે છે. તેઓને હું પૂજ્ય માની તેમનો સત્કાર કરું છુ. પરંતુ હલકા મનુષ્યોની માફક ખુશામત કરવામાં કિવા એકાદ પક્ષ સ્વીકારી ઇચ્છાનુસાર વાદવિવાદ કરવામાં પોતાની વિદ્વત્તાનો અપવ્યય કરવા માંડે, એટલે મને તેમની જરાપણ પ્રતિષ્ઠા લાગતી નથી. તેઓ પોતપોતામા સ્ત્રીઓની માફક સ્પર્ધા કરે છે, એ તેઓને લજ્જાસ્પદ છે. કારણ કે અમને હમેશાં એમ લાગે છે કે, જેઓના મનપર વિદ્યાભ્યાસ અને શિક્ષણના સંસ્કાર પડ્યા હોય, તેઓમાં ડહાપણ અને યુક્ત વિચાર હોવા જોઇએ. ઈમ્લાક્! તમારી પાસે આ વાત કરવાને મને ભય લાગતો નથી. તમે તમારી લેખિની કોઇની ખુશામત કરવામા કિવા કોઇનું અપમાન કરવામાં કદી પણ વાપરી નથી. બીજાઓ તમારી ઇર્ષ્યા કરે છે, તેથી કરીને મત્સર એ શું ચીજ, એની તમને ખબર છે.

રાસેલાસ્––ખુશામતથી મારી પાસેથી કોઇને કંઈ લાભ થવાનો નથી, એમ હું બતાવી આપીશ. એથી કરીને મારા રાજ્યમાંના વિદ્વાન્ લોકોમાં ખુશામત કંઇક અંશે કમી થશે એમ મને લાગે છે. યોગ્યતા પ્રમાણે સર્વનું સરખું માન રાખવાથી મત્સરાગ્નિ પણ શાંત થશે. મત્સ-રનો નાશ થયો, એટલે નિંદા અને દ્વેષના લેખ પણ નાશ જ થવાના. કારણ કે પોતાના કરતાં મોટા થવાની જેને ભીતિ નથી, તેની નિંદા કોઈ કરતું નથી. સાક્ષાત્ દેવ કદાચ કોઇને સ્વર્ગમાંથી હબસી દેશમાં રાજ્ય

કરવા મોકલે, તોપણ મત્સર સર્વ અંશે તો નાશ થવાનો નહિ. છતાં બને તેટલું તેનું જોર હલકુ કરવા હું પ્રયત્ન કરીશ.

આ સિવાય એક બીજી બાબત છે; અને મારા પ્રભાવને લીધે કે શાથી અમાલ્ફિસ્ બોલ્યા નથી એમ લાગે છે. અને તે એ કે કેટલાક રાજાઓ જેમને વિદ્યાનું વ્યસન લાગેલું એવા ઘણા રાજાઓએ રાજ્ય કારભાર અને સૈન્યની વ્યવસ્થા છોડી, સતત ગ્રંથાવલોકન કરવામાં મચી રહેલા. ગમે તેવું ઉત્તમ કામ હોય તોપણ પોતાનું કર્તવ્ય છોડી તેમાં સમય ગુમાવનાર ગુન્હેગાર છે; પરંતુ આપણને જે મુખ્ય કામ કરવાનું છે તે વાત ધ્યાનમા રાખી, તેને ઉત્તમ કરવાને માટે બીજા ઉદ્યોગમાં જેઓ પ્રવૃત્ત થાય છે, તેઓની વાત સ્તુત્ય છે. ગીત, વાદ્ય, ચિત્રકળા, શિલ્પ વગેરે કળાકૌશલ્યના કામો મોજની વસ્તુ છે. તેનાથી બુદ્ધિમાન્ મનુષ્યને આનંદ મળતાં તેની કલ્પનાશક્તિ ખીલે છે છતા આવી બાબતોમાં મારુ મન વિશેષ ન રમી રહે, તેને માટે મારે યત્નપૂર્વક સાવધ રહેવું જોઇએ. આ બાબતમા રાજાએ સૂર્યનું અનુકરણ કરવું જોઇએ. સૂર્ય પોતાના પ્રકાશથી વિકાસ પામનાર કુસુમને રંગ અને ચકચકાટ આપે છે, છતા તેનુ સૌંદર્ય જોવાને માટે તે પોતાના તેજોમય રથને થોભાવતો નથી; કારણ કે તેમ કરવાથી સમસ્ત વિશ્વને પ્રકાશ અને ઉષ્ણતા આપવાનુ તેનું જે મુખ્ય કામ છે, તેમા ફરક પડી જતાં કોઈ રક્ષણ થઈ શકે નહિ. રાજાની સ્થિતિ પણ આ જ પ્રકારની હોવી જોઇએ, એમાં શક નથી. અનેક વિષયમા તે લોકોના કરતા ઘણો ઓછો સુખી છે જે વિષય પોતાને અતિશય પ્રિય છે, તેમાં નિષ્ણાતતા પ્રાપ્ત કરવાને માટે, તે વિષયના અભ્યાસમાં લોકો સર્વ સમય વ્યતીત કરે તો તેમાં તેમને ઝાઝી હરકત નથી, પરંતુ રાજાએ તેમ કરવુ ઉચિત નથી. કોઈ એકાદ વિષય જોઇએ તેટલો ઉપયોગી હો, કિવા ગમે તેટલો રમણીય હો, તોપણ રાજાએ તેમાં પોતાનો સર્વ સમય ન ગુમાવતાં, બીજા સર્વ વિષયોનુ સાધારણ જ્ઞાન સપાદન કરવું જોઇએ.

---

# પ્રકરણ ૪૪

## શિક્ષણ

પેકયુઆ—મેં લક્ષપૂર્વક તમારા સવાદો સાંભળ્યા છે. જે સમયે અમાલ્કિસ સ્ત્રીઓના ઝેર ઈર્ષા સંબધી તિરસ્કારયુક્ત બોલ્યા, તે સમયે હું બોલવાની હતી, પરંતુ મહારાજનું અપમાન થાય માટે એમને એમ જ અટકી. વિદ્વાન્ લોક એકમેકની ઇર્ષા કરે છે, તેને ઓછી કરવી કિવા વધારવી, એ આશ્રયદાતાને સ્વાધીન છે એમ મહારાજને લાગે છે. તે પ્રમાણે મને પણ લાગે છે કે, સ્ત્રીઓમાં ઝેરવેર વધારવાનું કારણ પણ પુરુષ જ છે.

અમાલ્કિસ્—સ્ત્રીઓની યોગ્યતા શૂર કરતાં વધારે છે, એમ કોઇ ધારતું હશે એમ નથી. માટે જ તેમનું રક્ષણ કરાય છે. જેમ તેને પોતાનું અપમાન થયલુ સોસાતું નથી, તે જ પ્રમાણે જો તે નીતિમાન્ હોય તો તેનુ અપમાન થવા દેશે નહિ. સ્ત્રીઓની ઇર્ષાની બાબતમાં હું તુચ્છપણે બોલ્યો, એ ખરી વાત છે. તેનું કારણ ગમે તે હો. સ્ત્રીઓ તો શુ, પણ જેઓના અત.કરણ ઈશ્વરચિતવનમા ગુથાયલા હોય છે એમ આપણને લાગે છે એવા યોગી પુરુષો પણ એક બીજાની ઇર્ષા કરે છે. તે જ પ્રમાણે જેઓ અવિચારી હોય છે, હમેશાં મોજ મજામાં ડૂબેલા હોય છે, તેઓ પણ પરસ્પર ઇર્ષા કરે છે. છોકરાંઓનાં ટોળાં તરફ નજર કરો. પુરુષોએ તેમની ઓછીવત્તી ખુશામત કરી તેઓમાં ઇર્ષા ઉત્પન્ન કરી છે એમ તો કહી શકાશે નહિ, છતાં તેમના અંતઃકરણમાં પણ આ દુર્ગુણ વિશેષ હોય છે. દુર્દૈવે કરી જેમના અંતરમાં આ ઘાતક દુર્ગુણ સ્વાભાવિક હોય છે, તે કોઈ પણ કારણથી બહાર નિકળ્યા વગર રહેતો નથી. ઉદાર મનના મહાત્મા સિવાય આ દુર્ગુણ થોડાવત્તા પ્રમાણમાં જેના મનમાં ન હોય, એવો એક પણ મનુષ્ય મળી આવવો મુશ્કેલ છે.

સ્ત્રીઓના સારા નરસા સ્વભાવથી લોકસ્થિતિમાં પુષ્કળ ફેરફાર થાય છે. તેઓ આ પ્રમાણે લહેરથી શા માટે વર્તે છે, એનુ કારણ દૈવવશાત્ આપણને જણાય તો તેનાથી ખરાબ થતાં પરિણામ આપણાથી અટકાવી

શકાય. સ્ત્રીઓની ઇર્ષાને લીધે મોટાંમોટાં રાજ્યો રસાતળ ગયાં છે. સ્ત્રીઓના મત્સરને લીધે મહાન્ રાજ્યક્રાંતિ ઉત્પન્ન થઈ અનેક રાષ્ટ્રોની સ્થિતિ પલટાઈ ગઈ છે. સ્ત્રીઓની ઈર્ષા હોય અને વધારામાં વળી તેમાં ધર્માધ્યક્ષોની ખટપટ હોય તો પછી પૂછવુ જ શુ ? મહાન્ મસ્લત કરનાર રાજ્યકારભારપટુ પુરુષો અને રણધુરધર યોદ્ધા, એ અબળા અને મંદ બુદ્ધિના ધર્માધ્યક્ષના પોતાના હેતુ સાધ્ય કરવાનાં સાધનો જ છે.

ઈમ્લાક્—પોતાનુ કામ નહિ એવા રાજકારભારમાં સ્ત્રીઓ હાથ નાખે છે તેથી પુષ્કળ અનર્થ થાય છે એ ખરી વાત છે; અને જો સ્ત્રીઓ પોતાનુ સર્વ લક્ષ છોકરાંના શિક્ષણ અને ઘરસસારનાં કામ તરફ વાળે તો તેનાથી વિશેષ ફાયદો થાય છે. તેના યોગે આપણને પોતાને જ માત્ર નહિ પણ આખા દેશને ફાયદો થાય છે, અને આખા દેશને તેઓ સુખી કરી શકે છે. છોકરાંનાં અંત કરણનુ બચપણમાં જે પ્રથમ વળણ થાય છે, તે કદિ જતુ રહેતુ નથી. આ પ્રથમ વળણ આપવું, એ સ્ત્રીઓનું કામ છે. તેઓ ખોટાં લાડ લડાવે તો માણસો બીકણ બને છે, અને તેમના અયોગ્ય ક્રોધથી તેઓ જૂલ્મી થાય છે. સ્ત્રીઓને લીધે છોકરામાં કેટલાક દુર્ગુણ આવે છે, તેથી આપણે તેની નિંદા કરીએ છીએ. વળી તેમના શિક્ષણના પ્રભાવથી એવા ગુણવાન્ પુરુષો નિપજે છે કે, તેઓ આપણા દેશને અને તેઓ જીવતા હતા તે સમયને શોભા આપે છે, એટલા માટે તેમની સ્તુતિ કરવી પણ યોગ્ય છે.

રાસેલાસ્—શિક્ષણ સંબધી જ્યારે હું વિચાર કરું છુ ત્યારે ભારે ભાંજગડમાં પડું છું. શું કરવુ તેનો હું નિશ્ચય કરી શકતો નથી. આટલું છતાં આનો નિર્ણય કરવામાં વિલંબ કરવો, એ મારા પોતાના કર્તવ્યમાં આળસ કરવા સમાન મને લાગે છે. મારું પોતાનું મન મને ખાય છે. જે ખરાબ બાબતો આપણા લોકોમાં છે અને જે નષ્ટ કરવા હું પ્રયત્ન કરવાનો છુ, તે સર્વ શિક્ષણનો મૂળ પાયો શુદ્ધ ન હોવાથી વા તેમાં બેદરકારી રાખવાથી ઉત્પન્ન થાય છે.

ઘરગુતી શિક્ષણથી લોકોને મોટું નુકશાન છે. એક પેઢીમાં થતી આવતી ભૂલો બીજી પેઢીમાં પહોંચાડવાનો એ માર્ગ છે, એમ કહેવામાં

કોઈ પણ જાતની હરકત નથી. કારણ કે જેને ઉત્તમ શિક્ષણ મળ્યું નથી, તેને ઉત્તમ રીતે શિખવવાનું કામ શી રીતે આવડે ? માટે લોકોએ સાર્વજનિક શિક્ષક નિમવો, એટલે તેના શિક્ષણથી ફાયદો થવાનો એમ મને લાગે છે. જે કામ સર્વનું છે તેવા કામને માટે કોઈ મહેનત કરતું નથી એવું લોકોના કહેવામાં કંઈ જ અર્થ નથી. વળી છોકરાંને શિક્ષણ આપી શકે એવાં યોગ્ય માબાપ પણ થોડાં જ છે. આમ છે તો પછી કેવળ લોકોપયોગાર્થે અથવા સ્વહિતને માટે શિખવનારને હાથે આ કામ ઉત્તમ રીતે શી રીતે થઈ શકે ?

ઈમ્લાક્—સાર્વજનિક શિક્ષણથી મોટો ફાયદો છે, અને તે એ કે:–તેના સંબધમાં યોગ્ય નિયમ કરી શકાય છે, અને તે અમલમાં મૂકવાના કામમાં મૂર્ખપણાથી લાડ કરે છે તે આડે આવતાં નથી. એકમેકને પાછળ હઠાવવાની સ્પર્ધાને લીધે છોકરાંઓ સારી રીતે અભ્યાસ કરે છે તેઓને જગતની બીજી માહિતી પણ સારી મળે છે. આને યોગે કોઈ વાર એમ પણ બને છે કે, છોકરાંને દુર્ગુણ પણ જલ્દીથી લાગે છે. આ વાત હું કબૂલ કરું છું. પરંતુ જો સારા શિક્ષકની નિમણુક કરવામાં આવે તો આનો અટકાવ શું ન થઈ શકે ? ઉત્તમ નમૂનેદાર જોઈશું તો તે લાસીડીમોનિયામાં* હતી. એમાં જે કોઈ ઓછાપણું હતું, તે એ કે પ્રારંભમાં તેની યોજના બરાબર ન હતી. તેમાં નિયમ પાળવાની બાબતમાં ઘણી સખ્તાઈ હતી. એટલા માટે મને લાગે છે કે, જો સારા નિયમ કરે તો સખ્તિથી પાળી શકાય.

રાસેલાસ્—ઈમ્લાક્ ! આ નિયમો કરવાનું કામ હું તમારા પર જ મૂકું છું. તમે પુષ્કળ ગ્રંથો વાંચ્યા છે એટલું જ નહિ, પણ પુષ્કળ દેશ પણ જોયા છે. અમારા દેશમાં હમણાં છોકરાનું શિક્ષણ જેમના હાથમાં છે તેમનો મોટો દોષ એ છે કે, તેઓના વિદ્યાર્થીઓને ભવિષ્યમાં જે જે કામો કરવાનાં છે તેની કંઈ પણ માહિતી તેમને નથી.

---

*ગ્રીસ દેશનો એક પ્રાંત

# પ્રકરણ ૪૫
## જ્ઞાનનો ખાલી ડોળ

પેકયુઆ—મને પણ થોડુંઘણું આવડે છે, તે હુ છોકરાંને ભારે હોંશથી શિખવીશ. બીજાને શિખવવાનું કામમાં ન આવે તો પછી જ્ઞાનનો ઉપયોગ શો? અને તેથી સુખ પણ શું? પણ હા. વિદ્યાર્થીઓની પસંદગી કરવાની છૂટ મને હોવી જોઇએ. બુદ્ધિમાનને શિખવવાથી આનંદ થાય છે, પરતુ જેના અંતરમાં જ્ઞાનનો વિકાસ થઈ તે સફળ થવાનું નથી, એવા મનમાં જોર જૂલમથી જ્ઞાન ભરવાથી જે દુ ખ થાય છે, તે દુર્દૈવી ગુરુઓને જ માલમ હોય છે.

ખગોળવેત્તા—તે આરબ સરદારને અને મને એક ઉત્તમ વિદ્યાર્થી મળ્યો હતો સર્વ એવા ભાગ્યશાળી હોતા નથી. તારો ઉત્તમ સ્વભાવ હુ સારી રીતે જાણુ છું. તે પરથી મને લાગે છે કે, જો તુ એકાદ સુસ્ત અને આળસુ માણુસને ઉદ્યોગ કરવાની ટેવ પાડે, કિવા એકાદ મંદબુદ્ધિવાળા મનુષ્યના મનમા વિદ્યાની રુચિ ઉત્પન્ન કરે તો તને તારા શ્રમનું સાર્થક થયું જણાશે.

નિકાયા—તમે પરોપકારી છો અને વિદ્વાન્ છો, તમે પોતે તેથી એ કામને માટે યોગ્ય છો. મારો મત પણ પેકયુઆના જેવો છે. પિછામાં ભારેપણુ અને સીસામા હલકાશ, તે કોણ આણી શકે?

ખગોળવેત્તા—બાઈ! તેના ગુણ તો બદલી શકાય નહિ, પણ તેને ઉત્તમ કામમાં તો યોજી શકાય.

અમાલ્ફિસ્—એ ખરી વાત છે. પિછાને જો તીરપર લગાડવામાં આવે તો જોઇએ ત્યાં તે ઉડાવી શકાય. સીસાની ગોળી થાય એટલે બંદુકવડે જ્યાં જોઇએ ત્યાં મારી શકાય. એ જ પ્રમાણે શિક્ષણનું પણ સમજવુ. એમ જો ન કરવામાં આવે તો પિછુ ગમે ત્યાં ઉડી જાય અને સીસું જમીન પર એમનુ એમ પડ્યું રહે. દુઃખની બાબત એટલી

---

* રાસેલાસ્—પ્રકરણ ૩૯ અને ૪૬

જ છે કે, જેઓ મંદ અને અપ્રબુદ્ધ હોય છે તેમને મોટાં કામો શિખવવાં પડે છે. આ ઘાતક ચૂકના પરિણામે અવિચારી અને આળસુ માણસો રાજકારભારમાં દાખલ થાય છે, વાંચવાને ત્રાસ આવે એવાં અને મનને ખોટા માર્ગે દોરી જાય એવા ગ્રંથ ઉત્પન્ન થાય છે; નાનાંસૂનાં કામ હોય તે જ મંદબુદ્ધિનાં માણસોને આપવાં જોઇએ. જેઓના અંગમાં આ સંસારરૂપ મહાનાટકમાં મહાન્ કૃત્યો પાર પાડી શકાય એવી બુદ્ધિમતા અને યોગ્યતા છે, તેઓને હાથે મોટાં અધિકારનાં કામો થવાં જોઇએ, એમ જો થતું હોય તો ઠીક. સર્વ કોઇને તેમની યોગ્યતાના પ્રમાણમાં કામો સોંપવાનાં કહેવામાં આવે અને બુદ્ધિને ગમ્ય ઉદ્યોગ તેમને શિખાડવામાં આવે તો સર્વ મનુષ્યોને એથી લાભ થાય.

ઇમ્લાક્—જો લાભની જ વાત કહેતા હો તો પોતાનાં છોકરાંને જે શિક્ષણ મળે છે, તેથી દેશને કિંવા લોકને ફાયદો થશે કે નહિ એનો વિચાર કરનાર માબાપ ઘણાં થોડાં છે. લોકમાં તેમની માત્ર પ્રતિષ્ઠા થાય તો ઠીક, એમ જ તેમને લાગે છે. આને યોગે પોતાનામાં જે કંઈ વિદ્યા હોય તેની બડાઈ મારવાની ઇચ્છા છોકરાના મનમાં ઉત્પન્ન કરે છે. જો અભિમાનની લાલસાથી છોકરાએ વિદ્યા પ્રાપ્ત કરી તો આ ગુણ દુર્દૈવથી જન્મ પર્યંત એમનો એમ તેઓમાં કાયમ રહે છે. અધિક શિખ્યા ન હોય તો જે આવડે છે તેટલાની પણ પ્રતિષ્ઠા જળવાઈ રહેશે નહિ, એમ તેઓને લાગે છે. એથી તેઓ ગ્રંથ સંગ્રહ કરી શબ્દપાંડિત્ય ચલાવવા માંડે છે. બીજા ગ્રંથોનો સારાંશ અને સંક્ષેપ લખે છે. એમ થાય છે એટલે તેમનું અજ્ઞાન અને ઉદ્ધતપણું કદિ પણ જતું નથી.

જેઓ જ્ઞાનનો ખોટો ડોળ રાખે છે, તેઓનું વર્તન આવા પ્રકારનું હોય છે. આવા મનુષ્યોનો સહવાસ અતિશય ત્રાસદાયક હોય છે. એના કરતાં તો મૂર્ખ અને જંગલી મનુષ્ય સારાં. તેઓના પોતામાં સ્વતઃની કલ્પના મુદ્દલ હોતી નથી. અને શિખેલા ગ્રંથની વ્યુત્પત્તિ પણ તેમને હોતી નથી, આમ હોવા છતાં તેઓ ફાંકો રાખી વિદ્વાનોમાં ખપી અજ્ઞાની લોકોને ફસાવે છે. લક્ષપૂર્વક પ્રયત્ન અને મનન કરી

વિદ્યામંદિરના દરવાજાપર પુષ્કળ વર્ષો સૂધી અભ્યાસ કરતા બેઠા વગર તેના અંતરદ્વારમાં પ્રવેશ થવો મુશ્કેલ છે.

---

## પ્રકરણ ૪૬

### અનેક વિષયપર સંવાદ

રાસેલાસ્‌ના મનમાં એક વાત આવી હતી; અને તે આ મંડળીને કહી સંભળાવવી, એમ પણ તેના મનમાં હતું. આથી કરીને વિચારમા તેનુ ચિત્ત ગુથાયલુ હતું. તેથી જે ભાષણ ચાલતું હતુ તેના તરફ તેનું જોઇએ તેવુ લક્ષ ન હતું એ જોઈ ઈમ્લાકે પોતાનું બોલવું બધ કર્યું.

રાસેલાસ્—પૂર્વે આપણને અમુક વસ્તુ જોઇએ, તેની ભારે હોસ થતી હતી. તે જો ઈશ્વરે આપણને આપી હોત તો આપણે કેવા દુઃખી થયા હોત નાઈલ નદીમાં પૂર આવવાથી આપણે મિસરમાં રહ્યાં હતાં, તે વખતે સેન્ટ એન્થનીના મઠથી પેકયુઆને અતિશય આનંદ થયો હતો. એ મઠમાં જે કુમારિકાઓ હતી, તેનું શિક્ષકત્વ પોતાને મળે અને ત્યાં જ રહેવાનું સદાને માટે થાય તો ઠીક, એમ તેને લાગતું હતું. એ વાત તમારા સ્મરણમાં છે કે ? એમ થયું હતું, છતાં ત્યારપછી તેની સ્થિતિમાં જે ફેરફાર થયો છે, તેથી તેને સતોષ થયો છે. મને લાગે છે કે, જ્યાં અમાલ્ફિસ્, ઈમ્લાક્, અને તેના ગુરુ ખગોળવેત્તાના સહવાસમાં તેના અતઃકરણને જ્ઞાનસુખ પ્રાપ્ત થાય છે, અને જ્યાં અનેક પ્રકારની મડળી સાથે સંવાદ કરવાનો પ્રસગ મળે છે અને તેને યોગે તેના ઉલ્લાસયુક્ત અને રસિક અંત કરણને સર્વદા આનદ મળે છે, તેવા રાજમંદિરને છોડીને જવાની ઇચ્છા તેને થશે નહિ.

પેકયુઆ—ખરેખર હવે મને એકાંતવાસમાં રહું એમ લાગતુ નથી. જ્યારે રાજકુંવરીની સાથે આનંદગુહામાં બંદીખાને પડી હતી ત્યારે મને લાગ્યું કે તે મઠમાં રહેવાનો મને શાથી વિચાર થયો હશે, તે

કોણ જાણે ? નિકાયાના જેવા ઉત્તમ સ્વભાવવાળી સાધુડી મને ત્યાં ક્યાંથી મળવાની હતી ? નિકાયાની પાસે રહેવાથી મને આનંદ થાય છે, તથાપિ ફરીથી વળી ક્યારે છૂટ મળશે, એમ થયુ હતું.

રાસેલાસ્—બ્હેન ! ઇશ્વરકૃપાથી જો તને સ્ત્રિયોની શાળાનું આધિપત્ય મળે તો આનંદ થાય ખરો કે ? વૃદ્ધોની સાથે સંવાદ કરવાના અને છોકરાંઓને શિખવવાના સુખને માટે હિનાર્બસ અને બીજા ઇષ્ટ મિત્રોનો સહવાસ તારાથી છોડી શકાશે ખરો કે ? મારે માટે કહેતી હોય તો મને તો નાનું સરખુ રાજ્ય મળે તોપણ બસ છે. હું પરાક્રમથી તેને વધારીશ, એમ મને લાગતું હતું, પણ હવે મને લાગે છે કે હબસી દેશનુ રાજ્ય કરવુ, એ ભારે કઠિન કામ છે. રાજ્યનું રક્ષણ કરવુ એ મારું કર્તવ્ય છે, અને તે હું કદિ પણ છોડવાનો નથી. છતાં પણ જીલિયાનો પ્રેમ અને આ ભૂમંડળપરના સ્નેહીઓની મમતા એ, સર્વ સુખથી શ્રેષ્ઠ સુખ મને ભાસે છે. આ સુખને રાજ્યસુખની સાથે કંઈ સબંધ નથી. નિકાયા ! આપણી ઇચ્છાઓ એવી હતી. ઈશ્વરે તે ઇચ્છા પ્રમાણે સર્વ કર્યું નહિ, તે માટે નિકાયા અને પેકયુઆ તમે ઈશ્વરનો આભાર માનો; અને તમારી ઇચ્છા પ્રમાણે જે બની આવ્યું હોય, તે પછી તે પ્રમાણે વર્તવાનાં સાધનો આપવા માટે હું પણ તેનો ઉપકાર માનું છું.

નિકાયા—મોટા ભાઈ ! તારા કહેવાનો મુદ્દો હું સમજી. મનુષ્યની સ્થિતિ હમેશાં બદલાતી રહે છે; તેથી તેની ઇચ્છા પણ બદલાય છે. એમાં તેનો ઉપાય નથી. ઇમ્લાક્ અને ખગોળવેત્તા બન્ને જણ ડાહ્યા ખરા, કારણ કે અમુક સ્થિતિ સારી, એવી તેમણે પસંદગી કરી ન હતી. જગતમાં કઈ સ્થિતિ સારી એ કોઈ પણ માણસ જાણતુ નથી. તે તેમને માલમ હતું. એમ છતાં મને એમ લાગે છે કે જેઓ નિરંતર એકાંતવાસમા રહે છે તેમની સમજ ભૂલભરેલી છે; અને તેમની ઇચ્છા સફળ જ થવાની નથી. એમ કરવાથી તેમને જે પશ્ચાત્તાપ થાય છે તે ગર્વને લીધે તેઓ બહાર દેખાડતા નથી છતાં તે તેમને થાય છે એમાં સંશય નથી—પાછળ મને જે સંકટો પ્રાપ્ત થયાં હતાં, તેથી હું તદ્દન

નિરાશ થઈ ગઈ હતી; તે સમયે મારામાં ઈશ્વરપર ભરોસો રાખી સ્વસ્થ રહેવાનું સામર્થ્ય હોત તો સારું થાત. તોપણ હું એટલુ તો કહું છું કે, ઈશ્વરકૃપાથી જે પરમ સુખ મને એકાએક પ્રાપ્ત થયુ છે, તેની મને મુદ્દલ આશા ન હતી.

ખગોળવેત્તા—એ ચમત્કારિક વાત છે કે, જે મનુષ્યો ઉલ્લાસી હોય છે તેઓને જો પ્રસંગવશાત્ દુ ખ પ્રાપ્ત થાય તો તેઓ અતિશય ખિન્ન અને ઉદાસીન થાય છે. એવાઓને જ એકાંતસ્થળે જઈ રહેવાનુ મન થાય છે. સાધારણ સુખની બાબતથી તેમના મનને જેવો અતિશય આનંદ થાય છે, તેવી જ રીતે થોડા દુઃખથી તેમનું અંતઃકરણ વિંધાઈ જાય છે એમ હોય. કિંવા જેમનાં મન સ્વભાવત· ચચળ હોય છે તે જે તરફ વળે છે તેનો તેમને નાદ લાગે છે. આ કારણોમાંથી જે કારણ હોય તે હશે.

પેકયુઆ—મને લાગે છે કે, એવા મનુષ્યોને હમેશાં કોઇ પણ પ્રકારનો ઉદ્યોગ જોઇએ એમ તો ખરું. તેઓને સકટ આવે અને ત્રાસ થાય, તેના કરતાં નકામા બેસી રહેવાથી વધારે ત્રાસ થાય છે. ઉદાસીન થઈ સુસ્ત બેસી રહેવું, એના કરતાં ખરેખર ખરાબ સ્થિતિ બીજી કોઇ જ નથી. જેઓના ભાષણથી આનદ અને શિક્ષણ પ્રાપ્ત થાય છે, એવાનો સહવાસ ન મળે તો, જેઓમાં સ્તુત્ય અથવા નિંદ્ય એવા કંઈ પણ ગુણ નથી, જેઓ હમેશ રુક્ષ હોય છે, જેઓને ઠઠ્ઠા મશ્કરી કરી મંડળીને ખુશ કરવાનું આવડતુ નથી એવા મનુષ્યોની સંગતિ કરતાં ગાંડા અને ભોળા માણસોની પાસે રહેવું, મને ઠીક લાગે છે.

નિકાયા—પેકયુઆ ! બીજાની ઠઠ્ઠામશ્કરી કરી લોકોને રિઝવવા એ ઘણુ ખરાબ છે. તને એવુ કરવાની ઘણી ટેવ છે. તુ બીજાની મજાક ભારે યુક્તિથી અને સિતારીથી કરે છે, અને તેનાથી મને પણ ઘણી ગમ્મત પડે છે એ ખરી વાત છે; છતાં જે બિચારાની તું મશ્કરી કરે છે તેને કેટલું ખરાબ લાગતુ હશે ? તે મનમાં આણ. જેઓ ચિડિયા અને ક્રોધી સ્વભાવના હશે, તે મનમાં કેવો દ્વેષ કરતા હશે ?

ઇમ્લાક્—જો ઠઠ્ઠામશ્કરી કદી પણુ કરવી જ નહિ એમ કહીએ તો ગમ્મતી માણુસની જે કંઈ મૂડી હોય તે ખર્ચાઈ ગયાની બરાબર થાય; અને લોકોને કોઈ એકાદ જણુને સારો–નરસો કહેવાનુ હોય તે પણુ જતું રહે. આ બે બાબતોનો અમલ લોકોમાં ઘણો સારો હોય એમ જણાય છે. આને યોગે લોકો જે ગુનાહ કરતા હોય છે, તે બંધ થઈ જાય છે એમ તો નથી, છતાં લોકોની કેટલીક ખોટી સમજ છે તે એનાવડે દૂર થઈ શકે છે, એમાં લેશ પણુ સંશય નથી.

---

# પ્રકરણુ ૪૭

## સાદાઈ

રાસેલાસ્—ઇમ્લાક્ સાહેબ ! મેં ઘણી વખત એમ પણુ જોયું છે કે, જેઓ સારા સુશિક્ષિત હોય છે અને લોકસ્થિતિથી વાકેફગાર હોય છે, તેવાઓની મંડળીમાં જો એકાદ મૂર્ખ માણુસ જાય તો તેઓ તેની ખુલ્લી રીતે અપ્રતિષ્ઠા કરતા નથી; તેથી તે માણુસને તેમના વર્તન સંબંધી કંઈ કહેવાનું હોતું નથી, છતાં તેમનામાં તે બણુચક જેવો બની રહે છે. તેની સાથે કોઈ વાત કરતું નથી, તેથી તેને શરમ લાગવાનું કારણુ હોતું નથી; છતાં તેમની મોટાઈ તેના મનમાં આવતાં તેને એક પ્રકારની ધાક લાગે છે. સુશિક્ષિતપણાથી જે લાભ થાય છે તેમાંનો આ એક છે. ઇતર ગુણુ કરતાં સુશિક્ષિતપણાથી જગતમાં ઘણા ફાયદા થાય છે. પોતાનામાં બુદ્ધિમત્તા કે સદાચરણુ ન હોય તો તે સુશિક્ષિતપણાને લીધે તે નથી એમ જણાઈ આવતુ નથી. જો આમ જ છે તો સુખકારક ગુણુ સપાદન કરવા, એ કેટલુ જરૂરનું છે ? આ ગુણુ ન હોય તો મહાન્ બુદ્ધિમાન્ મનુષ્ય પણુ સાધારણુ આદમી આગળ અંજાઈ જાય છે. સભ્યતા એ સદ્‌ગુણુની પ્રતિમા છે, એમ કહીએ તો પણુ ચાલે. બન્નેમાં એટલું બધું સાદૃશ્ય છે કે ફક્ત સદ્‌ગુણોનો ભાર માત્ર સભ્યતામાં નથી. બોલવાચાલવાની સભ્યતા તો માત્ર ખાલી નામની જ છે. જો મનુષ્ય ખરો સુશિક્ષિત હોય તો તે સરળ અને સાદો

હોય છે. સભ્યતાનો ખાલી ડોળ રાખીને કેટલાક માણુસો સુશિક્ષિતાપણુાની છટા આણે છે. પરંતુ આ સર્વ ઢોંગ છે, એમ લોકોને તરત જ પરખાઇ આવે છે, મારે જો લોકોમાં એકાદ રીત બેસાડવી હશે તો હું પ્રથમત. સાદાઇની રીત પાડીશ. કલ્પનાશક્તિને યોગે કરેલાં કાવ્યનાટકાદિ ગ્રંથોની રચના, શાસ્ત્રીય વિષયોનું પ્રતિપાદન, ચિત્રકળા, શિલ્પ, વર્તણુક, પોષાક ઇત્યાદિ સર્વ બાબતમાં સાદાઈ શરુ કરવા વિષે હુ યત્ન કરીશ. સાદાઈ જેટલી વધે તેટલી વધારવી જોઇએ. સાદાઈ એટલે શું ? સાદાઈ એટલે સત્ય. સત્ય એ જ સદાચરણુ અને સદ્ધર્મનો દઢ પાયો છે. લોકોના બોલવાચાલવાના પરિપાઠ પ્રમાણે સાદાઇની રીતને હું એમ ઓળખાવુ છું. વસ્તુત· સાદાઇ એ કેવળ સ્વાભાવિક છે. કેટલીક સ્વાભાવિક અને સ્હેલી જે બાબતો છે, તે ભાષણુના સંપ્રદાયને લીધે શાસ્ત્રાભ્યાસથી આપણુને જણાઈ છે, એમ લોકોનું માનવુ છે. સાદાઈ એ સૃષ્ટિની સાથે જ સરજાયલી છે. ઇશ્વરે તેની પ્રિયતા આપણામાં ઉત્પન્ન કરી છે, છતાં અજ્ઞાની મનુષ્ય આ પ્રશસ્ત, ખુલ્લો અને વિસ્તીર્ણુ રાજમાર્ગ છોડી દેવાને માટે શ્રમ કરે છે, અને અંતે ગોટાળાના અનેક ખોટા માર્ગ ઉત્પન્ન કરી, ભ્રાંતિને લીધે ખરી વાટ જણાય નહિ ત્યારે પાછો આ રાજમાર્ગ તરફ વળે છે.

નિકાયા—ભાઈ! સાદાપણાની તમે આટલી સ્તુતિ કરોછો તે યોગ્ય છે. છતાં અનેક પ્રકારની કલ્પના કાઢી કલાકૌશલ્યના કામમાં અને શાસ્ત્રીય વિષયમાં સુધારો કરતા ના, કિંવા વસ્ત્રપાત્રના અને બોલવા ચાલવામાં યોજના ના કરવી એમ તો તમે નહિ જ કહો એમ મને લાગે છે.

રાસેલાસ્—છી. છીઃ મારુ કહેવાનું તાત્પર્ય મુદ્દલ એવુ નથી. સૃષ્ટિમાં જેવી રીતે સ્વાભાવિક વૈચિત્ર્ય છે, તેવું કૃતિમાં પણુ હોવું જોઇએ. આ વૈચિત્ર્યને છોડી દઈ, સર્વ જણે સર્વદા એક સરખી રીતે વર્તવું, એ તો હું જે કહું છું તેનાથી કેવળ ઉલટું છે.

ઇક્ષ્વાકૂ—તમે કહો છો તે કલ્પના સ્પષ્ટ થવાને માટે લક્ષપૂર્વક વિચાર કરવો જોઇએ. સૃષ્ટિમાં વૈચિત્ર્ય અનંત છે; પરંતુ એકંદર

રીતે તેમાં એક પ્રકારનું સામંજસ્ય નજરે પડે છે. દાખલા તરીકે આપણે વૃક્ષને લઈએ. વૃક્ષનાં પાંદડાં લીલાં અરમાની રંગનાં હોય છે, અને થડપાસેનો ભાગ જમીનના રગને મળતો હોય છે; પરંતુ આ બન્નેને યોગે એ સામટી રીતે સુંદર શોભા જણાય છે. આ જ પ્રમાણે ગીતવાદ્યમાં જૂદાજૂદા સ્વરોનો સંયોગ કરવામાં આવતાં, માનસ-શાસ્ત્રમાં ભિન્નભિન્ન મનોભાવના સંબધમાં વિચાર આવે છે; તથાપિ જ્યાં થોડોથોડો મતભેદ હોય છે એવી અનેક બાબતોને એકએકની સાથે બંધબેસતી કરવાથી એક પ્રકારનો આનંદ પ્રાપ્ત થાય છે. જૂદાજૂદા પદાર્થ એકમેકની સમીપ આવતાં તેનો ભેદ તરત લક્ષમાં આવી એક પ્રકારનો આહ્લાદ થાય છે. કાયદા ન હોય તો લોકસત્તાક રાજ્ય થવુ સંભવે નહિ, અને રાજા વગર રાજસત્તાક રાજ્યનું અસ્તિત્વ અસંભવનિય છે. એ જ પ્રમાણે સંસારમાંની વર્તણુક કિવા કલાકૌશલ્ય અને બુદ્ધિના કામોનો એકદર મેળ જગતના ઉપયોગની સાથે ન હોય તો તે વ્યર્થ થાય છે.

જેઓના મનમા સાદાઇનું ખરું સ્વરૂપ સમજવામાં આવ્યું નથી, તેઓને એમ લાગે છે કે સાદાઈ ધારણ કરવી, એટલે ઠાઠમાઠ અને ટાપટીપને ત્યજી દેવાં જોઇએ. પરંતુ ધ્યાનમાં રાખવાનું એટલું જ છે કે, જો આપણા અંગમાં મોટાઈ ન હોય તો ઠાઠમાઠનો શો ઉપયોગ? તે જ પ્રમાણે જો લાવણ્ય ન હોય તો ટાપટીપ પણ શા કામની છે? એ બે ગુણ હોય તો ડોળ દેખાવ અને ઠાઠમાઠ સ્વાભાવિક છે. એમાં સાદાઈ એ સાહજિક છે.

જીલિયા—મને લાગે છે કે, સાદાઈથી આપણને જે આનંદ મળે છે તે બીજા કશાથી મળતો નથી. ગાયનકળામાં જે નિપૂણ હોય છે તે પૃથક્ પૃથક્ સ્વરોનો સંયોગ કરવા યત્ન કરી, અનેક રાગરાગણીઓ ઉત્પન્ન કરે છે. એનાથી આપણને અતિ આશ્ચર્ય લાગે છે. છતાં કોકિલા જ્યારે પોતાના સાદા સ્વરથી મનને વિંધી નાંખે છે ત્યારે આપણને વિલક્ષણ આહ્લાદ થાય છે.

પેકયુઆ--દરબારમાં સાદાઈ શરુ કરવા મહારાજના મનમાં હોય, તો પછી જેઓને દરબારીઓ તરફથી, અને તેમનું જોઇ તેમની માફક વર્તનારા તરફથી, આશ્રય મળે છે એવા આનંદની વસ્તુ ઉત્પન્ન કરનાર અને વેચનાર હજારો શિલ્પી અને વેપારીઓ છે તેનું શું થશે?

રાસેલાસ્—મને લાગે છે કે, ગર્વિષ્ઠ અને આળસુ લોકોની મોજ મજાને માટે જે વેપાર ચાલે છે તેથી દેશને નુકસાન છે. મને ઘણી વખત જણાયુ છે જે, વેપારને લીધે રાજાના ખજાનામાં સોના અને રૂપાની પાટોની રેલંછેલ થાય છે, પરતુ એનાથી પ્રજાજનોમા નીતિ અને ખરાપણુ ઓછું થાય છે. તરુણ મનુષ્યોને એકાદ બાબતને માટે ઘણુ મહત્વ જણાય છે, તે પ્રમાણે મને કદાચ જણાતું હશે. અન્ય દેશના રાજાની સાથે લુચ્ચાઇથી તહ કર્યા વગર કિવા કેટલાક લોકો માણસોને છુડાવ્યા સિવાય વેપાર ચાલુ રાખે, તો કોઈપણ દેશ અથવા માણસને નુકસાન થાય નહિ એમ પણ બનવા જોગ છે. પ્રત્યેક મનુષ્યમા નીતિનુ બળ હોવું જોઇએ, એવી મારી ઇચ્છા છે. એશઆરામ અને ચેનબાજીને માટે વેપાર ચાલુ રાખવો એ જો કે ખરાબ છે, તોપણ કંઇક અંશે આવશ્યક છે એમ હું સમજુ છુ મારો પોતાનો આવો મત હોય તો પણ આ બન્નેમાથી એકને પણ હું બધ કરીશ નહિ; કારણ કે રાજ્યમાં પૈસાની જરૂર તો છે જ. તે જો ન હોય તો પાસેનો બળવાન્ રાજા ભિખારી રાજાનો ભક્ષ કરી જાય એમાં શક નથી. એટલુ છતાં બને એટલો પ્રયત્ન કરી વેપારમાંથતી લુચ્ચાઈ બંધ કરવી, અને એકાદ વેપારીની સાથે સાટું કરી અમુક પ્રકારનો વેપાર તેણે જ કરવો એમ ન થવા દેવું એ અમારુ કર્તવ્ય છે. કોઇ પણ રાજાને એમ લાગે કે મારી પ્રજા સુખી થાય તો તેને કેવળ તેના જ સુખને માટે ઉપાય કરી શકવાનું બને નહિ. તે જે જે સુધારા કરે, તેનુ ફળ અંશતઃ આખા જગતને થવું જોઇએ. એમ ન થાય તો તેની પ્રજા સુરક્ષિત રહે નહિ. નકામા બેસીએ ત્યારે આપણે જોઇએ તેટલી ભવતિનભવતિ કરીએ છીએ; પરતુ કોઈ પણ સારી બાબત સર્વાંશે કરવાને માટે આપણે કેવા નિર્બળ છીએ ? આ તત્વ અનુભવથી જ આપણી પ્રતીતિમાં આવ્યું

છે. આપણને જે સાધનો પ્રાપ્ત થયા છે, તેનાથી બને તેટલું દુ.ખ ઓછું કરવાને અને સુખ વધારવાને થાય એટલો પ્રયત્ન કરવો. એટલું જ આપણે કરવું શકય છે પૂર્ણ ન્યાય તો માત્ર પરમેશ્વરને હાથે થઈ શકે તેમ છે.

---

## પ્રકરણ ૪૮
## દિનાર્બસ્ પાછો આવ્યો

ગયા પ્રકરણમાં કહેલુ સંભાષણ ચાલતુ હતુ, તેવામાં દિનાર્બસ્ કોન્સ્ટાટિનોપલથી પાછો આવ્યો. તેના આવવાથી બાદશાહ, અમાલ્ફિસ, નિકાયા અને જીલિયા એ સર્વને ઘણો આનંદ થયો. તરત જ અમાલ્ફિસે તેને પૂછ્યુ "તું જે કામને માટે વકિલાત કરવા ગયો હતો તેનું શુ થયુ ?" પોતાના પુત્ર તરફથી કંઈ નુકસાનકારક વાત થવાની છે એમ તેને લાગ્યુ, તેથી તે શો જવાબ આપે છે, તે સાભળવાની તે ઉતાવળ કરવા લાગ્યો.

દિનાર્બસ—જ્યારે હું કોન્સ્ટાટિનોપલ પહોંચ્યો ત્યારે મને જણાયુ કે, બાદશાહના સ્વતંત્રતાભર્યા ઉત્તરથી સુલતાનને ઘણો ગુસ્સો આવ્યો છે. તે તહનામાની જે કલમો હતી, તે બરાબર અમલમા લાવવાને માટે મનપૂર્વક યત્ન ન કરવા માટે મારા પોતાનાપર પણ ગુસ્સે થયો. તેણે સાફ જણાવ્યુ જે, 'અમે કેટલી મદદ માટે જે યોગ્ય માગણી કરી છે, તેમા તલમાત્ર પણ ફરક પડવાનો નથી. કેવળ અમારી સહાયતાને લીધે જ રાસેલાસ્‌ને હબસી દેશની ગાદી મળી છે. અમારુ કહેવુ માન્ય ન ગણે તો તે કૃતઘ્ન છે, એમ કહેવુ જોઇએ.'

આ પ્રમાણે તેનુ બોલવું સાંભળી મેં કહ્યુ કે, પ્રથમતઃ મેં જ્યારે આપની મદદ માગી ત્યારે રાસેલાસ્‌ને આ વાત ખબર હતી નહિ. પછી આપે સૈન્ય મોકલ્યું, તેની ખબર પણ મને ન હતી. રાસેલાસ્‌ને આ વાત માન્ય પણ ન હતી. તુર્ક લોકોના આવવાથી બાદશાહ પુન ગાદીપર જલદી આવ્યા એ વાત ખરી છે; છતાં આ બાબતમાં આખા દેશના

લોકોની મદદ હતી. હબસી દેશની જે ફોજ મેનાસના તાબામાં હતી, તે જ ફોજ જો શાસેલાસ્‌ના તાબામાં હોત તો તુર્કોને જે જય મળ્યો, તે મળવો કઠિન થઈ પડ્યો હોત.

સુલતાને મારા કહેવા તરફ લક્ષ આપ્યું નહિ, પણ તેણે હબસી દેશપર સ્વારી કરવાનું જાહેર કર્યું. છતા તેણે મને કહ્યુ કે, તમે સર્વિયા પ્રાતનું રાજ્ય ચલાવો અને અમારા પ્રધાન મંડળમાં રહો. તેની આ વાત નાકબૂલ કરી, ત્યાંથી ચાલી આવવા મેં તૈયારી કરી. પરાક્રમી અને આજ્ઞાધારક પુષ્કળ લોકોપર અમલ ચલાવનાર શાણો રાજા પોતાનો ફાયદો એક બાજૂએ રાખી, વાજબી બિના તરફ લક્ષ આપે, એવી ભળતી જ વાત કેમ થઈ, એ મારા લક્ષમા આવ્યું નહિ તેથી આ વાતનો મને પણ ક્રોધ આવ્યો. તેનો બહારનો દેખાવ જોઈ મને લાગ્યું હતુ કે, તેનું મન પણ ઉદાર હશે. બહારથી તે મીઠીમીઠી વાત કરતો હતો, તેથી આ ખરો માણુસ છે એમ મને લાગતુ.

નિકળી આવતી વખત ફરીથી એકવાર સુલતાનની મુલાકાતને માટે વિનતિ કરી, જે તેણે માન્ય કરી આ મુલાકાત વખતે મે જણાવ્યુ જે આપે ઘણી રીતે મારા ઉપર પુષ્કળ કૃપા કરી છે, અને મારા ઉપર આપના પુષ્કળ ઉપકાર છે સ્વદેશના રાજાનો વિશ્વાસઘાત કર્યા સમાન થાય, માટે આપનુ કહેવું માન્ય કરી શકતો નથી. એટલા માટે આપ ક્ષમા કરશો. મારા આ બોલવાથી તેના મનપર અસર થઈ હોય એમ મને જણાયું; કારણ કે પાસે માણુસો હતાં, તેમને એક તરફ મોકલી મારી સાથે તે આ પ્રમાણે બોલ્યો —'દિનાર્બસ્‌! તુ મને ઘણો પ્રિય છે હું જે વાત કોઇને કહેવાનો નથી તે આજ તને કહુ છુ. તારાપર મારો વિશ્વાસ છે. આ પત્રો વાંચ અને તે ખરા છે કે નહિ તે કહે.'

આ પ્રમાણે બોલી તેણે મારા હાથમાં પત્રો મૂક્યા. આપે, રાજ-કુંવરીએ, અને મેં મારા પિતાને અને જિલિયાને જે પત્રો લખ્યા હતા તે જ તે પત્રો હતા. આ કાગળો તુર્ક લોકોએ લીધા હોવા જોઇએ, એમ આપણુને લાગતું હતું. આ પત્રો મારા હાથમાં મૂકી તેમણે

કહ્યુ. "આ હમણાં જ કોઈ લાવીને મારા હાથમાં આપી ગયું છે. તુ શું કહે છે તે મને સાંભળવા દે. મેં તે જ વખતે તેની ખાતરી કરી આપી. કે, એ પત્રો ખરેખર હબસી દેશના રાજાના દરબારમાથી મોકલવામાં આવ્યા હતા. મારું એવુ બોલવું સાંભળી તેમણે કહ્યુ —

'દિનાર્બસ ! જેવી રીતે મનુષ્યના વર્તનમા સત્ય, તત્પરતા, પ્રામાણિકતા આદિ સદ્ગુણ આવશ્યક છે એમ મને લાગે છે, તે જ પ્રમાણે રાજકારભારમાં પણ એ વધારવાને માટે ખબરદારી રાખવી જોઇએ તમારા બાદશાહના વિચાર કેવા છે, રાજગાદી મેળવવાને તલમાત્ર પણ તેણે અનીતિભર્યું વર્તન કર્યુ નથી, સદાચરણ ન છોડવાનો તેનો દૃઢ નિશ્ચય આ બાબતો આ પત્રપરથી મારા જાણુવામાં આવી. હુ તેની સાથે લડાઈ કરવા જાઉં તો તેમાં મને જય મળે કે નહિ, એનો પણ સંશય છે, પરતુ મારી અપકીર્તિ તો જરૂર થવાની, એમાં કંઈ પણ સદેહ નથી. મારા સૈન્ય કરતા તેના સૈન્યની વ્યવસ્થા ઉત્તમ છે. અમારી ફોજમાં પુષ્કળ માણસો હોય છતાં જે રાજા પડે શૂરો છે અને પિતાની માફક પ્રજાનુ પાલન કરે છે, તે રાજાના સૈન્યની સાથે તે ફોજથી બરાબરી કરી શકાશે નહિ મારા પોતાનામાં એ બે ગુણ નથી, અને તે મારામાં હોવાની યોગ્યતા પણ છે, એમ પણ મને લાગતુ નથી ગાદીપર બેઠા પછીથી હાજીખોર લોકોના મતલબી બોલવાથી હું અજ્ઞાનાંધકારમાં રહ્યો છુ, છતા મારામાં જે નથી, તે બીજાનામા હોય તો તે સમજીને તેને માટે તેને સન્માન આપવાનું હું સમજી શકુ છુ. આ સિવાય મારા પોતાના રાજ્યમાં એકાદ પ્રામાણિક મનુષ્યને રાખવો અને આવા નિર્લોભી રાજાની સાથે સ્નેહ કરવો, એમાં મારુ હિત સમાયલુ છે. હબસી દેશમાં પાછો જા, અને જઇને બરોબરીના નાતાથી તમારી અને અમારી વચ્ચે તહ કરવાને ત્યાના બાદશાહને જણાવ. મારી ફોજને પાછી લઇ આવ, અને રાજ્ય કેમ કરવુ તે મને શિખવ."

આ પ્રમાણે સુલતાનનુ ભાષણ સાંભળી મને ઘણું આશ્ચર્ય લાગ્યુ, અને મારો કંઠ ભરાઈ આવ્યો. આવા મનુષ્યને શું સદ્ગુણી ન કહેવો ?

---

# પ્રકરણ ૪૯

## રાસેલાસ્‌નું લગ્ન

રાસેલાસ્‌—મારા પત્રો પકડાઈ જવાથી સુલતાનને મારા અંતઃકરણની નિર્મળતા અને મારી પ્રજાની સ્વામીભક્તિ જણાઈ. મને હમેશા એમ લાગે છે કે, મારા મનમા શુ છે તે લોકોને જણાવવુ. ઘણી વખત એમ પણ બને છે કે, લુચ્ચો માણસ અને પ્રામાણિક માણસ બહારથી સરખા જણાય છે એટલા માટે મારી વર્તણુક કેવી છે, તે જોવાને માટે કોઈ ગુપ્ત દૂતને મોકલે તો તેનો ભય મને જણાતો નથી માત્ર તેણે ખરુ હોય તે જ જણાવવું, એવી મારી ઇચ્છા છે.

દિનાર્બસ ! રાજ્યમા સ્વસ્થતા થઈ એનુ કારણ સર્વાંશે તુ જ છુ. મે સુખને માટે જે શોધ કરી તેમાં તારી મિત્રતા એ મહાન્ ફળ છે. છતા મને જીલિયાના સમાગમથી જે સુખ પ્રાપ્ત થનાર છે, તે એટલુ મોટુ છે કે તેની ગણત્રી મારાથી થઈ શકતી નથી. આ સુખ અપ્રાપ્ય છે એમ પહેલાં મને જણાતુ હતુ, પરતુ હવે તેના શિવાય મારુ જીવન શક્ય નથી. પહેલાં હુ અને નિકાયા, વિવાહ* એ વિષયપર ઘણી વખત વાદવિવાદ કરતા હતા, તેનુ મને સ્મરણ છે. લગ્ન જલ્દીથી કરવુ સારુ કે મોડેથી કરવુ તે સારું, સ્ત્રીપુરુષનો એકમેકપર પ્રેમ થાય તો લગ્ન કરવુ કે એકમેકના વિચાર સરખા હોય તો લગ્ન કરવુ ઇત્યાદિ બાબતોમાની કઈ બાબત સ્ત્રી પુરુષને સુખાવહ થાય ? તે સમયે આ બાબતનો અમે કઈ જ નિર્ણય કરી શક્યાં નહોતા એક પછી એક એવા પ્રસગ આવ્યા ગયા કે તેના યોગે એથી ઉલટુ આ બાબતમા અમને ફાયદો થયો. અનેક દુર્નિવાર્ય સકટો આવવાથી એકમેકનો પ્રેમ કેવો ખરો અને કેટલો દૃઢ છે તે જણાયુ. ખરેખર હવે પછી અમને ઘણા સુખના દિવસો આવશે. જો કેવળ નફા—ફાયદાપર દૃષ્ટિ રાખી લગ્ન કર્યું હોત, કિંવા ક્ષણિક મનોવિકારને સ્વાધીન થઈ લગ્ન કર્યુ હોત, તો આવા દિવસો આવત નહિ.

---

* રાસેલાસ્—પ્રકરણ ૨૯

અગોળવેત્તા—આવી બિના બની આવી, એ તમારા સદાચરણનુ ફળ છે. જેના મનમા દઢ નિશ્ચય નથી, તેનો મનોરથ સિદ્ધિએ કદિ પહોચે જ નહિ. એકમેકના સદ્‌ગુણ જાણવાથી જે પ્રેમ ઉત્પન્ન થાય છે, તે સતત તેવોને તેવો જ રહે છે. કોઈ વિચારથી તે ઓછો નથી.

રાસેલાસ્ અને જીલિયા, દિનાર્બસ અને નિકાયાનાં લગ્નસમારંભ તેમની યોગ્યતા પ્રમાણે ભારે થયા છતાં, ખાલી ડોળદમામ અને ભપકો કરવામા આવ્યો નહિ આ સમારભથી ગરીબગરબાંને ઘણો આનંદ થયો, કારણ કે આવા પ્રસગે દ્રવ્યનો જે અતિવ્યય થાય છે, તે ન કરતાં તેનો લાભ ગરીબને આપવા તેની યોજના હતી. દિનાર્બસે સુલતાનની ફોજ લઈ પાછા જવુ, અને તેણે નિકાયાની સાથે સર્વિયામા રહેવું, પરંતુ બાદશાહને મળવાને માટે વારંવાર હબસી દેશમાં આવવું એમ કયુ. પેકયુઆએ રાજકુવરીની સાથે જવુ એમ ઠર્યું. અગોળવત્તાને મંડળીમાં ઘણો વખત રહેવાથી એમ લાગ્યુ કે, પુષ્કળ ઠેકાણાના લોકો અને તેમના રીત રિવાજ જેવાય, તેથી તેણે દિનાર્બસના રાજ્યનો મુલક જેવાની વિનતિ કરી. તેની આ ઇચ્છાથી દિનાર્બસ અને નિકાયા બન્નેને આનંદ થયો. તે બન્ને જણાંએ તેની વિદ્વત્તા અને સદાચરણ જોઈ તેને પિતાસમાન માનવા લાગ્યાં.

રાસેલાસે સુલતાનની સાથે તહ કર્યું, તેમાં તેના પોતાના રાજ્યપર બીજો સ્વારી કરે, કિંવા તે બીજાના રાજ્યપર સ્વારી કરે તો એકમેકે પરસ્પર મદદ કરવી એમ ઠર્યું. તેણે સુલતાનની ફોજનું ખર્ચ આપ્યુ અને મુખ્ય અધિકારીઓને બક્ષિસ આપી સંતુષ્ટ કર્યાં

પુત્ર અને રાજાનો પોતાના ઉપર પ્રેમ અને તેમણે કરેલું સન્માન જોઈ, અમાલ્ફિસને ઘણો આનદ થયો. તે હબસી દેશની ફોજને ઉત્તમ રીતે કેળવી તૈયાર કરવાને માટે શ્રમ કરવા લાગ્યો. વિદ્યાવૃદ્ધિને માટે દેશમાં કાઢેલી શાળાઓ સુધારવામાં ઇમ્લાકે પોતાનું સઘળુ લક્ષ રોકયું. બન્નેપર રાસેલાસનો પૂરો ભરોસો હતો; છતા અમાલ્ફિસ સૈન્યમાંના નોકરો પાસેથી માનપત્ર વગેરે કંઈ પણ લેતો નહિ, અને ઇમ્લાક કોઈ પણ ગ્રંથકારોને પોતાનાં પુસ્તક તેને ભેટ આપવા દેતો નહિ. કોઈ

પણ વાત થાય તો તે પ્રથમ બાદશાહના કાનપર નાખવા તેનો નિયમ હતો. બાદશાહ તે વાત રાજપ્રકરણમા જે ખાતાને લગતી હોય, તે ખાતાના મુખ્ય અધિકારીનો મત પહેલાં લેતો, પણ હંમેશ તેના મતને ન અનુસરતાં પોતાને યોગ્ય લાગે, તે પ્રમાણે નિકાલ કરતો.

જીલિયા રાજકારભારમા કદિ પણ હાથ ઘાલતી નહિ, છતા દાન-ધર્મના કામમા બાદશાહ તેનો અભિપ્રાય લેતો; અને કળાકૌશલ્યનાં જે કામો તેને પસંદ હોય, તે કરનાર કારીગરોને બક્ષિસ આપતો.

સદાચરણયુક્ત આનંદવૃત્તિ અને ડહાપણભરી ગમ્મતની રીત જીલિયાએ દરબારમા શરુ કરી. તેનો પોશાક સાદો, પરતુ સુદર અને સ્વદેશમાં ઉત્પન્ન થયેલાં કાપડનો હતો. અમુક એક જ સ્ત્રીપર તેની મહેરબાની છે એમ તે કદિ પણ જણાવતી નહિ, પરંતુ જે સ્ત્રિયો નમ્ર હોઈ સદાચરણી હોય, ડાહી હોય છતા ગર્વ વગરની હોય, તે સર્વ તેને વિશેષ પ્રિય હતી. તે સઘળાના પર ઉપકાર કરતી, પરતુ પોતાના દેશને માટે જેઓ લઢાઇમા માર્યાં ગયા હોય, તેનાં છોકરાં અને વિધવા-પર દયા કરતી. તે પોતે અમાલ્ફિસની પુત્રી છે એ કદિ પણ ભૂલી જતી નહિ. પોતાના રાજાને માટે અને પોતાના દેશને માટે પરાક્રમ કરી રણક્ષેત્રમા જેઓ પડે છે, તેમના કુટુમ્બ કેવી રીતે નિરાધાર થાય છે, તેઓના કેવા હાલ હવાલ થાય છે, અને પ્રતિષ્ઠાને લીધે તેઓને પોતાના દારિદ્રયની હકીકત કોઇને કહી શકાતી નથી વગેરે બાબતોથી તે સારી રીતે વાકેફગાર હતી.

---

## પ્રકરણ ૫૦

### આનંદગુહામાં જવું

દિનાર્બ્સ અને નિકાયાના જવા પહેલા રાસેલાસ્ અને તેના સર્વ સ્નેહી આનંદગુહા જોવા ગયા. પૂર્વે જે સ્થળનો કટાળો આવી તેમને ચેન પડે નહિ એમ થતુ, તે સ્થળ ફરીથી એક વાર જોવુ એમ રાસે-લાસ્ અને નિકાયાના મનમા હતુ. એથી જે જે જગાનું તેમને સ્મરણ

હતું, તે તે સર્વ તેમણે જોઈ. તેઓની પૂર્વસ્થિતિ મનમા આવતાં તેમને વિશેષ આનદ થયો.

રાસેલાસ્નો એક ભાઈ બચ્ચો હતો. તે ઘણો નાનો હતો. તેના શિક્ષણુ વગેરેનુ કામ તેણે ઈમ્લાકને સોંપ્યું; જે બ્હેનો હતી તેમને બંધન મુક્ત કરી, અને કહ્યુ કે જોઇએ તો અહી રહો અથવા મારી સાથે ગોન્દાર ચાલો. ગુહાના મુખ આગળ જે મોટો દરવાજો હતો, તે તેણે તોડી નાખવા હુકમ કર્યો. નૃત્ય, ગીત વગેરે કેવળ આનંદની કળામાં જેઓ નિપૂણુ હતા, તેઓ સર્વ જણુને પગાર બાંધી આપી, જોઇએ ત્યા જવાનું કહી, તે સર્વને છૂટ આપી.

પહેલાં જે બાકામાંથી તે બહાર નિકળ્યો હતો, તે બાકોરા તરફ મિત્રમંડળી અને જીલિયાની સાથે ગયો, ત્યારે તે બોલ્યો. 'જૂઓ આ દ્વાર' અને મારા અત કરણમાં જે આનન્દનું પૂર આવ્યુ છે, તેનો વિચાર કરો. નિકાયા! ઈમ્લાક! પેકયુઆ! આપણી શોધ શું સફળ થઈ નથી? આળસનો તિરસ્કાર આવી, જ્ઞાનપ્રાપ્તિની ઇચ્છાને લઈને આપણુને ઇશ્વરે ઉદ્યોગ કરવાની પ્રેરણા કરી, માટે તેનો ઉપકાર માનવો જોઇએ. તેના યોગે આપણુને સુશિક્ષણુ, સન્મિત્ર, અને પ્રેમ આ સર્વ મળ્યુ છે. ખરેખર આપણા ઉપર ઈશ્વરની ઘણી મોટી કૃપા છે. આપણા પ્રમાણે ઘણાં થોડાં માણુસોના મનોરથ સફળ થતા હશે. જ્યારે આપણી સ્થિતિ અત્યારની સ્થિતિથી કેવળ જૂદા પ્રકારની હતી, અને આ સ્થિતિ પ્રાપ્ત થવાની મુદ્દલ આશા ન હતી ત્યારે સુખને માટે શોધ કરતા આપણુને જણાયુ કે ઈશ્વર ઉપર ભરોસો રાખી રહેવું, એ સર્વ બાબતનો સાર છે. જગત્ એ અનિવાર્ય દુઃખનું સ્થાન છે એમ જે સમજે છે, તેમની સમજ ભૂલભરી છે, એમ આપણે લોકને કહેવું જોઇએ. જન્મ પ્રાપ્ત થયો ત્યારથી તે મરણુ સૂધી સંસારમાં વર્તવું, એ પણુ એક જાતનો પ્રવાસ છે. એમાં પુષ્કળ દુ ખ છે, તથાપિ સદસદ્વિચાર, સદ્ગુણુ, ઉદ્યોગ, ધૈર્ય, સત્સમાગમ, સમાધાન, અને ઇશ્વરપર ભરોસો એનાવડે મનુષ્ય આ દુઃખસાગરમાંથી તરી જઈ શકે છે. આ ગુણ પ્રાપ્ત થાય તો જે

સ્થિતિ પ્રાપ્ત થાય, તે ઉત્તમ છે એમ લાગે છે. આ ન હોય તો સંપત્તિ સ્વપ્નવત્ છે અને સુખોપભોગ વિષતુલ્ય છે.

તારુણ્ય જતુ રહેશે, આરોગ્ય નષ્ટ થશે, સૌંદર્યનો નાશ થશે, શક્તિ ક્ષીણ થશે, માટે યોગ્ય સમયે તેનો આપણે ઉપભોગ કરી લેવો. સુખ ચિરસ્થાયી નથી, માટે મુદ્દલ છે જ નહિ એમ કહેવુ નહિ, દુરાચરણી મનુષ્ય વગર એવો કોઈ નથી કે જેને કોકવેળા પણ સુખ થયુ ન હોય. એ ખરુ છે કે જેઓના અંત કરણ કોમળ અને ઉલ્લાસી હોય છે, તેમને શોકશંકુના અને આશાભંગના પ્રહાર ઘણા ઘાયલ કરે છે. તથાપિ એવાઓને જ આનંદ અને સમાધાન પણ જલ્દીથી પ્રાપ્ત થાય છે, તેથી તેમના દુ,ખનો પરિહાર થાય છે

હવે આપણે આપણા ઉદ્યોગ–કર્મ–ને સ્થળે જઈએ, અને આપણા કર્તવ્ય કરી પરમેશ્વરે જે કૃપા કરી છે, તે તેવી કાયમ રાખવાને માટે યત્ન કરીએ, કારણ કે આપણું સાંપ્રતનુ અને ભાવી સુખ તેની જ કૃપા ઉપર અવલંબી રહ્યુ છે.



## "ગુજરાતી" છાપાખાનામાંથી પ્રકટ થએલા ગ્રંથોનું

# સૂચીપત્ર.

—✡✡✡✡—

| | | રૂ. આ. |
|---|---|---|
| ૧ | અધ્યાત્મ રામાયણ ... ... | ૧— ૮ |
| ૨ | યોગવાસિષ્ઠ મહારામાયણ (પાકાં પુઠાં–બે ભાગમાં) | ૧૦— ૦ |
| ૩ | જ્ઞાનેશ્વરી શ્રીભગવદ્ ગીતા (સચિત્ર) ... | ૪— ૦ |
| ૪ | ભર્તૃહરિકૃત શતક ચતુષ્ટય સગ્રહ ... | ૦—૧૨ |
| ૫ | युक्तिप्रकाश (निश्चलदास कृत हिंदी) ... .. | ૧— ૦ |
| ૬ | चन्द्रकान्त प्रथम भाग (हिंदी) .. .. | ૨— ૮ |
| ૭ | વેદોક્ત ધર્મપ્રકાશ (વિષ્ણુબાવા બ્રહ્મચારી કૃત). .. | ૧— ૪ |
| ૮ | પારાશર સ્મૃતિ (મૂળ અને ભાષાંતર). ... | ૧— ૮ |
| ૯ | શુક્રનીતિ (પાકાં પુઠાં) .. | ૧—૧૨ |
| ૧૦ | વિદુરનીતિ ... . | ૨— ૬ |
| ૧૧ | નીતિબોધ ... . | ૦— ૬ |
| ૧૨ | પચતંત્ર (૨ જી આવૃત્તિ)... | ૧— ૦ |
| ૧૩ | કળાવિલાસ (૨ જી આવૃત્તિ) ... | ૦— ૮ |
| ૧૪ | ચારુચર્યા (૩ જી આવૃત્તિ) .. ... | ૦— ૨ |
| ૧૫ | નીતિસુધાતરગિણી (અત્યુત્તમ) ... ... | ૧— ૦ |
| ૧૬ | ધર્મ વિચાર (૨ જી આવૃત્તિ) . | ૧— ૮ |
| ૧૭ | નર્મ કથાકોષ (૩ જી આવૃત્તિ) ... | ૨— ૦ |
| ૧૮ | વિવેકાનંદ વિચારમાળા–પ્રથમ પુષ્પ (અનેક ગ્રન્થોનો સંગ્રહ) .. ... .. | ૨— ૪ |
| ૧૯ | રાસેલાસની કથા. (ડા. જોન્સન કૃત) . | ૦—૧૦ |

| | | રૂ. આ. |
|---|---|---|
| ૨૦ | નભૂવાણી (પ્રાસાદિક કાવ્ય) . | ૨– ૦ |
| ૨૧ | સવિતાકૃત કવિતા ... . ... | ૧– ૦ |
| ૨૨ | સ્ત્રીગીત સગ્રહ–જનોઈ, લગ્ન, સીમત પ્રસગે ગવાતાં ગીતો (નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીતોનો સંગ્રહ–નર્મદ સગ્રહિત.) .. | ૦–૧૦ |
| ૨૩ | અલંકાર ચન્દ્રિકા (૨ જી આવૃત્તિ) ... | ૧– ૦ |
| ૨૪ | પ્રવીણસાગર (હિંદી અને ગુ. ભાષાતર) | ૩– ૦ |
| ૨૫ | વિક્રમની વીશમી સદી ... ... ... | ૩– ૦ |
| ૨૬ | કથાસરિત્સાગર (બે ભાગ. ૨ જી આવૃત્તિ) | ૪– ૦ |
| ૨૭ | અદ્‌ભુત વિક્રમાદિત્ય (આઠ વાર્તા.) .. | ૧– ૦ |
| ૨૮ | માલતી માધવની વાર્તા... ... | ૦– ૫ |
| ૨૯ | વિક્રમોર્વશીયની વાર્તા ... ... | ૦– ૩ |
| ૩૦ | શકુન્તલાની વાર્તા. ... .. ... | ૦– ૩ |
| ૩૧ | મહારાણી શ્રી વિકટોરિયાનુ જીવન ચરિત્ર (૨ જી આવૃત્તિ ૭ ચિત્ર) ... . | ૧– ૮ |
| ૩૨ | રાજતરંગિણી ભાગ ૧ લો... ... ... | ૩– ૦ |
| ૩૩ | હૈદરઅલિ અને ટીપુ સુલતાન (૨ જી આ૦) | ૧– ૦ |
| ૩૪ | લૉર્ડ લૉરેન્સ. . ... ... | ૧– ૪ |
| ૩૫ | લૉર્ડ વીલીયમ બેન્ટીક . ... ... | ૧– ૪ |
| ૩૬ | ઔરંગઝેબ ... . ... . . | ૧– ૪ |
| ૩૭ | વિક્રમોર્વશીય નાટક ... ... ... | ૧–૧૨ |
| ૩૮ | ભાઇશંકર ગ્રન્થમાળા (નાટક અને સાહિત્ય)... | ૩– ૦ |
| ૩૯ | દ્રૌપદી દર્શન .. ... . ... | ૦–૧૨ |
| ૪૦ | રામ જાનકી દર્શન ... | ૦–૧૨ |
| ૪૧ | પુત્રી શિક્ષા. ... ... ... ... | ૦– ૪ |
| ૪૨ | (૧) મૃગશીર્ષ (ઑરાયન). (૨) વેદોમાં આર્યોનો ઉત્તરધ્રુવનિવાસ. (રા. રા. તિલકકૃત) | ૨– ૦ |

| | રૂ. આં. |
|---|---|
| ૪૩ દયારામ અને હાફેઝ ... ... . | ૦— ૪ |
| ૪૪ પચદશી. ... ... | ૬— ૦ |
| ૪૫ ચિદ્ઘનાનંદી શ્રીભગવદ્ ગીતા (સચિત્ર) ... | ૪— ૦ |
| ૪૬ શ્રીધરી શ્રીભગવદ્ગીતા (મોટા અક્ષર—રેશમી) | ૧— ૦ |
| ૪૭ શ્રીભગવદ્ગીતા (નર્મદ અને તુલસીદાસ) ... | ૦— ૮ |
| ૪૮ શ્રીધરીભગવદ્ગીતા (રેશમી ગુટકો) ... | ૦— ૬ |
| ૪૯ શ્રી પંચરત્ન ગીતા (રેશમી) . | ૦—૧૨ |
| ૫૦ ચન્દ્રકાન્ત ભાગ ૧ લો. . | ૨— ૮ |
| ૫૧ ચન્દ્રકાન્ત ભાગ ૨ જો. .. | ૨— ૮ |
| ૫૨ ચન્દ્રકાન્ત ભાગ ૩ જો. ... | ૨— ૮ |
| ૫૩ શ્રીમદ્ભાગવત (ગગા જમની) સચિત્ર. ... | ૮— ૦ |
| ૫૪ શ્રીમદ્ભાગવત (ઘણા મોટા અક્ષર) સચિત્ર, | છપાય છે. |
| ૫૫ શ્રીમદ્ભાગવત (મધ્યમાક્ષર) સચિત્ર. | ૪— ૮ |
| ૫૬ શ્રીમદ્ભાગવત (ગુટકો) સચિત્ર ... ... | ૨— ૪ |
| ૫૭ શ્રીમદ્ભાગવત (પ્રેમાનંદકૃત) સચિત્ર. | ૫— ૦ |
| ૫૮ શ્રીવાલ્મીકિ રામાયણ (૩ જી આવૃત્તિ સચિત્ર) | છપાય છે. |
| ૫૯ શ્રી મહાભારત ભાગ ૧ લો (સચિત્ર). ... | ૯— ૦ |
| ,, ભાગ ૨ જો (સચિત્ર). ... | ૧૧— ૦ |
| ,, ભાગ ૩ જો (સચિત્ર). ... | છપાય છે. |
| ૬૦ મનુસ્મૃતિ (મૂળ અને ભાષાંતર) . . ... | ૩— ૮ |
| ૬૧ વ્રતરાજ. (બીજી આવૃત્તિ)... ... ... | છપાય છે. |
| ૬૨ વિવેકાનંદ વિચારમાળા—દ્વિતીય પુષ્પ.... .. | છપાય છે. |
| ૬૩ વિવેકાનંદ વિચારમાળા તૃતીય પુષ્પ ... | છપાય છે. |
| ૬૪ નર્મ કવિતા (થોડી નકલ બાકી છે.) ... | ૭— ૦ |
| ૬૫ બૃહત્ કાવ્યદોહન ભાગ ૧ (૫ મી આવૃત્તિ) ... | ૧— ૮ |
| ૬૬ બૃહત્ કાવ્યદોહન ભાગ ૨ (૨ જી આ૦) ... | ૨— ૮ |

| | | રૂ. આ. |
|---|---|---|
| ૬૭ | બૃહત્ કાવ્યદોહન ભાગ ૩ (૨ જી આ૦) .. | ૨— ૮ |
| ૬૮ | બૃહત્ કાવ્યદોહન ભાગ ૫ . ... | ૩— ૦ |
| ૬૯ | બૃહત્ કાવ્યદોહન ભાગ ૬ . . | ૩— ૦ |
| ૭૦ | બૃહત્ કાવ્યદોહન ભાગ ૭ . | ૩— ૦ |
| ૭૧ | બૃહત્ કાવ્યદોહન ભાગ ૮ | છપાય છે |
| ૭૨ | દયારામકૃત કાવ્યસંગ્રહ (૪થી આવૃત્તિ) | ૧— ૮ |
| ૭૩ | નૃસિંહ મેહેતાકૃત કાવ્યસગ્રહ .. | છપાય છે. |
| ૭૪ | બ્રહ્માનંદ કાવ્ય . . | ૨— ૦ |
| ૭૫ | શ્રીકૃષ્ણ ચરિત્ર (ગીરધર)... ... | ૨— ૦ |
| ૭૬ | નર્મ કવિતા (નાની) ... ... . | ૦— ૬ |
| ૭૭ | *નળાખ્યાન (નર્મદ સશોધિત) . | ૦— ૫ |
| ૭૮ | દિલ્લીપર હલ્લો (બીજી આવૃત્તિ) | ૧— ૦ |
| ૭૯ | અરાડમી સદીનું હિન્દુસ્તાન. ... | ૧— ૮ |
| ૮૦ | હેસ્ટીગ્સની સોટી ... ... | ૨— ૦ |
| ૮૧ | પાણીપતનુ યુદ્ધ... | ૨— ૦ |
| ૮૨ | બેગમ સાહેબ ... . | ૨— ૦ |
| ૮૩ | નૂરજહાંન .. ... .. ... | ૨— ૦ |
| ૮૪ | બાજીરાવ બલ્લાળ ... ... | ૨— ૦ |
| ૮૫ | રૂપનગરની રાજકુવરી . | ૨— ૦ |
| ૮૬ | ઇન્દુકુમારી ... ... | ૧— ૮ |
| ૮૭ | પ્લાસીનુ યુદ્ધ ... ... | ૧— ૮ |
| ૮૮ | શિવાજીનો વાઘનખ ... | ૧— ૦ |
| ૮૯ | હલદી ઘાટનુ યુદ્ધ ... ... | ૧— ૦ |
| ૯૦ | પદ્મિની ... .. | ૨— ૦ |
| ૯૧ | ઔરંગઝેબનો ઉદય ... ... | ૧— ૮ |

* ટેકસ બૂક.

| | | રૂ. આ. |
|---|---|---|
| ૧૨ | નર્મ કવિતા–સુરત મીશન પ્રેસમાં છપાયલી... | ૦– ૨ |
| ૧૩ | નર્મ કવિતા–સુરત સોદાગર પ્રેસમાં છપાયલી... | ૦– ૧ |
| ૧૪ | એમ. એ. બનાકે ક્યોં મેરી મીટ્ટી ખરાબકી નવલકથા. ... . . . | ૧– ૦ |
| ૧૫ | આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા નવલકથા. . ... ... | ૧– ૦ |
| ૧૬ | ભાગવત્ એકાદશસ્કંધ–મૂળ–ભાષાંતર–ચિત્ર. પાકું પુઠું સુંદર કાગળ .. | ૦– ૬ |
| ૧૭ | તેજપ્રભા–સાંસારિક અને ધાર્મિક તત્વોનું નવલકથાદ્વારા આમાં ઉત્તમ રીતે દર્શન કરાવેલુ છે. | ૦–૧૪ |
| ૧૮ | ૨૫૦૦ વર્ષ પૂર્વનું હિંદુસ્તાન–એક રાજકીય નવલકથા. ચાણક્યની કુટિલ રાજનીતિ, નંદકુળનો એક પણ રક્ત બિન્દુ વિના સર્વ નાશ, આજથી ૨૫૦૦ વર્ષ પૂર્વની આર્યાવર્ત્તની સ્થિતિ અને બૌદ્ધધર્મની દશા આદિ વિષયોનું ઉત્તમ દર્શન કરાવેલુ છે. ... ... . ... | ૦– ૮ |
| ૧૯ | પરમહંસ રામકૃષ્ણનાં બોધવચન લગભગ ૬૦૦ નો મોટો સંગ્રહ. પરમહંસનું ચરિત્ર. સુંદર ચિત્ર. આટલો મોટો સંગ્રહ બંગાલી, અંગ્રેજી કે કોઈ પણ ભાષામાં છપાયો નથી ... | ૦– ૬ |
| ૨૦ | બાળકૃષ્ણવિજય નાટક. કવિ નર્મદ. . | ૦– ૪ |